

# રૂહોનો પેગામ.

## (The Message of the Spirits.)

> There are more things in heaven and earth, Horatio,
> Than are dreamt of in your philosophy.
>
> HAMLET.

બી. ર. ભાભી.



# રૂહોનો પેગામ.

## (The Message of the Spirits.)

There are more things in heaven and earth, Horatio,
Than are dreamt of in your philosophy.
Hamlet.

એ. ર. મીસ્ત્રી.

# INVOCATION.

"Thee I invoke, the Lord of life and light!
"Beyond imagination, pure and bright!
"To Thee sufficing praise no tongue can give,
"We are Thy creatures, and in Thee we live!
"Thou art the summit, depth, the all in all,
"Creator, Guardian of this earthly ball;
"Whatever is, thou art—Protector, King
"From Thee all goodness, truth, and mercy spring
"O pardon the misdeeds of him who now,
"Bends in thy presence with a suppliant brow.
"Teach him to tread the path thy Prophet trod;
"To wash his heart from sin, to know his God;
"And gently lead him to that home of rest.
"Where filled with holiest rapture dwell the blest".

SHAH-NAMEH,
By Firdoushi.

# સ્તુતી.



નામ તે ખોદાનાથી કરૂચ મંડાણુ,
છે જેથી અકલ ને બલ અને જાન.

નહી પાંમે જેને કોઇ માણુસાઇ વીચાર,
જે છે તમામ અંદેશાની હદથી બહાર.

કુલ નામ અને ઠાંમનો ધણી છે ખોદા,
જે છે રોજી આપનાર અને રેહનુમા.

સેતારા ને આકાશનો-તેજ છે ધણી,
તેથીજ છે સુરજ ને ચાંનને રોશની.

છે નીશાન ને નામ ને ગુમાનથી બરતર,
સંણુગારનાર છે તેજ સઉથી સરસ ગઉહર.

અંદેશોથી નહી પાંમતો તેની કંઇ રાહ,
કે છે તે કુલ જગા-ને નામથી બાલા.

અકલનુને જાનનું તેજ કરેચ વજન,
અંદેશામાં આવવો તે છે બહુ કઠન.

આ અકલ, આ સમજ, આ જાનને રવાન,
નથી કરી શકતાં તે લાયક વખાંણુ.

ના જાંણુ તેની હસતીમાં કંઇ રીતનો શક,
બીન અરથનું બોલવાથી થા બરતરફ.

ચાકરી તેનીજ કરી તેનીજ સોધ તું રાહ,
જહરફથી રાખ તેનાંજ ફરમાન પર નેગાહ.

તું દાનાવનેજ ખરેખર તવાનાં જાણુ,
દાનાઇથી બુઢાનું દીલ રહે છે જુવાન.

નથી વધુ એથી સખુન ને જગા,
નથી ખેઆલ ને તેની હસતી તરફ રાહ.

"મનસુખ"

# CONTENTS.







# સાંકળ્યું.



પૃષ્ઠ.

# INTRODUCTION.

## દીબાચો.

આજ કેટલાંક વર્ષો થયાં આપણા મુંબઇ શહેરમાં જરથોસ્તી ધર્મની સમજણ પારસીઓમાં વધારે સારી રીતે ફેલાવવા માટે દસતુરો અને અવસ્તાનાં અભ્યાસીઓ વારંવાર વાયજો કરી ગુજરાતી વાંચક વર્ગની કેવી સેવા બજાવે છે, તે હવે જાણીતી બીના છે. તેમજ વળી ગાથા વેજીટેરીયન અને થીયોસોફીકલ, વગેરે સોસાયટીઓએ પણ ભીનોઇ, જ્ઞાનનાં ભાષણો કરી, રસાલાઓ છપાવી, જરથોસ્તી ધર્મ માટે વખાણવા લાયક જીજ્ઞાસા ઉત્પન કરી પોતાંનો હીસ્સો આપ્યો છે, એ પણ કોઇથી અંજાણું નથી.

હું પોતે એક થીયોસોફીસ્ટ નથી, તેમજ આ મંડળીનાં કેટલાક આચાર વિચાર મને મોહ પમાડતા નથી, છતાં એ સોસાયટી મારફતે બહાર પડતા રસાલાઓ તેમજ અનેક પુસ્તકો—ઇગ્રેજી યા ગુજરાતી—મેં હોંશથી વાંચ્યાં છે. પોતાનાં ધર્મ ઉપરાંત પારકા ધર્મો તેમજ દુનીયાંના મહાન પુરૂષોથી લખાયલી ફીલસુફીનો અભ્યાસ કરવામાં સુગાવાનું કાંઇ કારણ નથી. સામું કાંઇ નવુંજ જાણવાનું મળે છે. એમ હોવાથી કુદરતી રીતે મારી નજર મારી લાયબ્રેરીમાં ગુપ્ત વિદ્યા ( Occult Science ) નાં સાંકળીયાં હેઠળ આવેલી ચોપડીઓ ઉપર ગઇ. એ સર્વે વાંચ્યા પછી મને લાગ્યું જે એ માંહેલી કેટલીક ચોપડીઓ એવી છે કે જેનો જો તરજુમો કરયો હોય, તો યુરોપમાં આવી બાબદો કેટલી આગળ વધારવામાં આવી છે તેનું જ્ઞાન ગુજરાતી વાંચક વર્ગને મળે. યુરોપમાં તો એવાં ઘણાં મંડળો છે કે જેઓ વારંવાર આ આત્મજ્ઞાનની બાબદો ઉપર કાંઇ વહેવારૂ અજવાળું નાખવાની નેમથી ભણેલા વિદ્વાન માણસો સાથ જોડાઇ, દાખલા દલીલો ભેગી કરી, પુસ્તકો રચી, માણસ જાતને જ્ઞાન આપી સેવા બજાવે છે. એ માંહેલા એક ઘણા આગળ વધેલા લંડનનાં "રીવ્યુ ઑાવ રીવ્યુઝ" નામનાં ચોપાન્યાંનાં જગ જાણીતા અધિપતી મી૦ ડબલ્યુ ટી. સ્તેડ છે. તેવણે મરણ પાંમેલા પોતાનાં દીકરા અને બીજા રૂહો સાથ સંદેશા ચલાવી, ખબરો મેળવી, રીપોર્ટો છપાવી, સુધરેલી દુનીયાંને અજા-

ચભીમાં નાંખી છે. આ રીત જે સ્પીરીચ્યુએલીઝમને નાંમે ઓળખાય છે, તેણે યુરોપ અને અમેરીકામાં ધર્મ માટે એક નવોજ સફો ઉઘાડયો છે.

આજ ત્રીસ વર્ષ થયાં, ઈંગલંડ, જરમની, ફ્રાંન્સ, અમેરીકા, વગેરે દેશોનાં વિદ્વાનોએ મરણ પછી જીંદગી ચાલુ રહે છે કે નહી તેની જુસતેજો કરી ગમે તેવી વિરૂદ્ધતા છતાં, ફતેહમંદ અખત્રાઓ કરી, પુસ્તકો છપાવી, પેલી જેહાંન માટે લોકોની આંખ ઉઘાડતા રહયા છે. એ પુસ્તકો બાહોશ વિદ્વાનોથી ઘણી વિદ્વતા ભરેલી રીતે બનેલા દાખલાઓની તેહેકીક કરી લખવામાં આવ્યાં છે, તે વાંચ્યા પછી મરણ પછીની હાલત માટે કાંઇજ શક રહેતો નથી, અને દુનીયામાં વસતા ઘણાક જડવાદી વિચાર ધરાવનારાઓને ખુદા તેમજ મીનોઇ જીંદગીની ખાતરી કરવાને અને જુદા જુદા ધર્મોમાં લખેલું કાઇ છેકજ હંબગ નથી એમ કબુલ કરાવવાને હવે ઉપયોગી સાધનો થઈ પડયાં છે.



# રૂહોનો પેગામ



## "After Death" written by Mr. W. T. Stead.

### બે સહીઓનું વચન.

મી૰ સ્તેડે પોતાની મરણ પામેલી મીત્ર જુલીયા મારફતે પોતાના હાથથી ઑટૉમૅતીક* રીતે સંદેશાઓ મેળવ્યા છે, અને તે "મરણ પછી" નામની ચોપડીમાં છપાવ્યા છે, તેમાં પેલી જેહાન અને શરીરમાંથી જીવ છુટો થયા પછી શું થાય છે, વગેરે વીગતો આપી છે જે આ પ્રમાણે છે:—

"જુલીયા અને ઍલન નાંમની બે સહીઓને ઘાડી દોસ્તી બાઝી હતી. તેઓ ખ્રીસ્તી ધર્મ બહુ કાળજીથી પાલતાં હતાં પણ જ્યારે ફુરસુદ મળતી ત્યારે મુવા પછી માત્ર ઘોરની નીચેજ સુઇ રહેવું પડશે કે કેમ, તે માટે હંમેશાં તકરાર ચલાવી પાછુ ને પાછુ એકમેકની પાસ કબુલાત લેતાં કે, જે પહેલે મરી જાય તેણે બીજી આગળ આવી (જો આવવા દેવામાં આવતાં હોય તો) પેલી જેહાનમાં જીવ પાછો જાગૃત થાયછે કે નહી, તે જણાવવું, જેથી બેમાંની એક, જે આ દુન્યાંમાં જીવતી રહી હોય, તેને મુવા પછી બીજી દુન્યાં છે, તેની ખાત્રી મળે."

"વર્ષો પસાર થયાં અને જુલીયા મરણ પાંમી. આથી ઍલનને બહુ દુઃખ લાગ્યું, અને કેટલાક મહીના જુલીયા વગર જીવવું બહુ મુશકેલ લાગ્યું."

"એક રાત્રે ઍલન સુતી હતી તે વખતે તેણીને કોઇએ જગાડી. રાત પડેલી હોવા છતાં ઓરડામાં પુર ઝલકાટ થઇ રહ્યો હતો, અને ઍલને જુલીયાને પોતાનાં બીછાણાં આગલ પુર તંદરોરત અને ખુશાલ ચેહેરે આ દુન્યાંમાં જેવાં કપડાં પેહેરતી હતી તે પોશા

* ઑટૉમૅટીક રીતે લખાણ લખાવવું એટલે લખાણ, કે જે એક માણસનાં હાથથી લખાય છે, પણ જે લખાણ લખાયું તે પેલા માણસનાં મગજમાંના વિચારોથી નહી તે. જયારે એક માણસ કાંઇ લખે છે ત્યારે તે વિચાર કરી પોતે જે લખવા માંગતો હોય તે લખે છે, પણ ઑટૉમૅટીક લખાણમાં પેલા માણસનો હાથ પોતાની લખવાની મરજી વગર લખે છે, અને શું લખાશે તેનો પોતાને ખ્યાલ વટીક હોતો નથી. આ લખવાની રીતથી કેટલીક વખત ભુત કાળની બીનાઓ લખાય છે, જે બાબદ પેલા લખનારની જાણમાં પણ હોતી નથી, તેમજ ભવિષમાં બનવાનાં બનાવોની અગમચેતીઓ કરવામાં આવે છે.

કમાં ઉભેલી જોઇ. કેટલીક પલ સુધી જુલીયા બીછાના આગળ હસતી ઉભી, પણ ઍલન આ દેખાવથી એટલી ગભરાઇ ગઇ કે તેનાંથી બોલાયુંજ નહી. પોતાને આપેલું વચન જુલીયાએ આખરે પાળેલું જોઇને ઍલનના હરખનો પાર રહ્યો નહી, અને તેથી બોલાઇ શકાયુ નહી. ત્યાર પછી જુલીયાનો આકાર આસતે આસતે ગેબ થવા લાગ્યો, અને ઍલન પાછી એકલી જણાઇ.''

"ત્યાર બાદ કેટલેક મહીને જુલીયાએ ઍલનને દેખાવ દીધો. તે વખતે પણ ઍલન ઉંઘમાં હતી, અને કોઇએ તેણીને જગાડી. આ વખત પણ આગળ માંફકજ જુલીયાને બીછાણા આગળ ઉભેલી જોઇ."

આ વાત ઍલને મી૦ સ્ટેડ આગળ કહી, અને ઉમેરીયું કે "જુલીયા કાંઇ બોલતી જણાઇ હતી, પણ મને કાંઇ સંભળાતું ન હતું, તેણી મને કાંઇ સંદેશો કહેવા માંગે છે, પણ હું કેવી રીતે મેળવી શકું એ વિચાર મને મુંઝવે છે." આ વાત બની તેની થોડોવાર અગાઉ મી૦ સ્ટેડને પોતાની અતિયંત અજાયબી વચ્ચે પોતામાં ઑટૉમૅટીક રીતે લખ્યા જવાની શક્તિ પ્રાપ્ત થયલી જણાઇ હતી, અને તેથી પોતાનો હાથ જુલીયા જોઇએ તો વાપડે અને કાંઇ કહેવું હોય તો કહે, એમ ઍલનને જણાવ્યું; અને આવી રીતથી જુલીયા તરફથી મી૦ સ્તેડને સંદેશા લખાવવામાં આવ્યા હતા. પણ બહારજીઓ એમ સમજે નહી કે, આ સર્વ લખાણ મી૦ સ્તેડના પોતાનાં ભેજાંમાંથી નીકળ્યા છે તે માટે એ વિદ્વાન નીચલી દલીલો રજુ કરે છે:—

(૧) પોતાની મેળેજ મી૦ સ્તેડનો હાથ જુલીયા લખાવે તેમજ લખવા લાગ્યો તે ઉપરથી.

(૨) જુલીયાનાં મરણનાં બીછાનાં ઉપર જુલીયાએ ઍલનને ચોકસ વ્હાલનું નામ આપ્યું હતું, અને જેની મી૦ સ્તેડને જાણ પણ નહતી, તે બોલ એક સાબેતી તરીકે સંદેશામાં જણાવ્યો હતો તે ઉપરથી.

(૩) એક નજીવો અકસમાત જે ચોક્કસ જગાએ જુલીયાના મરણની સાત વર્ષ અગાઉ બન્યો હતો, અને જે બનાવ અને જગાથી મી૦ સ્ટેડ તદન અંજાણા હતા અને વળી ઍલન પોતે પણ વીસરી ગઇ હતી, તે બનાવની વીગતવાર યાદ જ્યારે નામ, ઠેકાણા સાથ જુલીયાએ સંદેશામાં આપી ત્યારેજ ઍલનને સર્વ યાદ આવ્યું તે ઉપરથી.

(૪) જુલીયા જે ઑસ્પીતલમાં મરણ પામી હતી ત્યાંની વડી નર્સનું નામ, જે મી૦ સ્તેડ જાણુતા નહુતા તે લખાયું તે ઉપરથી.

(૫) મી૦ સ્ટેડનાં હાથથી જુલીયાનાં રશીયા દેશમાં આવેલા મીત્રોનાં ખ્રીસ્તી નામો અને ઓળખાણો લખાયાં અને જે નામો મી૦ સ્ટેડે કોઇ દીવસ સાંભળેલાં પણ ન હતાં તે ઉપરથી.

(૬) અંજાણ્યા માણસો જેઓ અંત્તર્દ્રષ્ટિથી આકારો જોઇ શકે છે અને જેઓએ જુલીયા વિષે કોઈપણ દીવસ કાંઇ સાંભળ્યું પણ નહતું, તેઓ જ્યારે મી૦ સ્ટેડનો હાથ લખતો, ત્યારે કોઇ બાઇ ત્યાં ઉભી રહેલી દીસતી, એમ કહેતાં, અને તેનાં આકારનુ વર્ણન જુલીયાનુંજ જણાવતા તે ઉપરથી.

(૭) એક વખત સંખ્યાબંધ સખીમાંથી એક "સેનઝીટીવે" પોતે કઇ બાઇ મી૦ સ્ટેડને લખાવે છે ત્યારે ઉભેલી જોય છે, તે બાઇ તરીકે જુલીયાનોજ ફોટો એકદમ ઉંચકી બતાવ્યો તે ઉપરથી.

(૮) ઘણી વખતે જુલીયાએ કેટલાક બનાવોની અગમચેતી મી૦ સ્ટેડનાં હાથ મારફતે કરાવી હતી, અને જયારે મી૦ સ્ટેડ કહેતા કે જેમ જુલીયા ધારતી હતી તેમ નહી બને તેવી બીનાઓ હતી, ત્યારે પાછુને પાછુ જુલીયા વધારે મક્કમપણે તેજ પરીણામો જણાવતી અને તેમજ બનતું તે ઉપરથી.

આ સર્વે ઉપરથી મી૦ સ્ટેડ કહે છે કે લખાણો લખાયેલાં હતાં તે મરણ પામેલી જુલીયા તરફથીજ મલયાં છે, એમ એવણની ખાતરી થઇ છે. વળી બીજાંઓ, જેઓ આવા પ્રયોગોમાં મીડીય-મોનો દગો ફટકો થાય છે કરી હંમેશાં બોલે છે, તેઓને એવણ પુછે છે કે, જયારે એવણને સંદેશાઓ મલે છે, ત્યારે એવણ કોઇ મીડીયમનો ઉપયોગ તો કરતા નથી. તેમજ લખાણ તો પોતેજ કરે છે, અને એવણ જેવા જાહેર પુરૂષ જેવણ સારી પેઠે જાણે છે કે, આ સ્પીરીચ્યુએલીઝમની બાબદ એવણે હાથ ધરવાથી લોકોની કેવી હાંસીમાં આવી પડયા છે, છતાં આ પ્રયોગો નહી બનતા હોય, તો પણ બને છે, કરી જાહેર કરી, પોતેજ પોતાની આબરૂ અને ટેકને ખુશાલ હીણું લાગવા દે? અને છેલ્લે મી૦ સ્ટેડ કહે છે કે જેઓ એમ માને છે કે તેવણનાં મગજમાંના વિચારોજ લખાયા છે, તો જે ઉંચ જાતનાં સંદેશાઓ જુલીયા તરફથી મલયા છે, તે મી૦ સ્ટેડ પોતે એવી સારી રીતે લખે, એટલુંજ એવણનું ઇચ્છવું છે.

## મરણ પછી કેવું લાગે છે?

હવે મરણ પામેલી જુલયાએ મી૦ સ્ટેડ મારફતે પોતાના મરણ પછી શું અનુભવ્યું તે આ મુજબ છે:–

"મારાં શરીરમાંથી મેં પોતાને છુટી થયલી જોઈ. આ બનાવ તદન નવાઇ જેવો મને લાગયો. જે બીછાના ઉપર મારૂં સબ પડેલું હતું તેની નજદીકમાંજ હું ઉભેલી હતી. હું આંખ બંધ કરી મરણ પામી તે અગાઉ ઓરડામાં જેમ હું સર્વ ચીજો જોતી હતી તેમજ પાછું જોવા લાગી. મરણ વખતે મને કાંઇ પણ દુઃખની લાગણી થઇ ન હતી; સામી મને શાંતી લાગી. ઉંઘમાંથી જાગીયે તેમ હું મરણ પછી જાગી, અને ઓરડામાં મારાં શરીરમાંથી બહાર નીકલી ઉભેલી મેં પોતાને જોઇ. તે વખતે મારા ઓરડામાં કોઈ ન હતું. માત્ર હું પોતે અને મારૂં સબ. પહેલે મને અજાયબી લાગી કે આવી અજબ રીતે હું તદનજ સારી સ્થીતિમાં કેમ હતી, અને પછી મને લાગું કે હું મરણ પામી હતી અને મારૂં શરીર છોડી દીધું હતું. હું ત્યાં થોડો વખત થોભી અને તેટલામાં મીસીસ એચ. ઓરડામાં આવી. તેણી ઘણી દલગીર સાદે જાણે મને જીવતાં જીવત બોલાવતી હોય તેમ સબને બોલાવવા લાગી. હું પોતે તો તેણી પાસેજ ઉભી હતી, પણ મીસીસ એચ. ના સર્વ વિચારો તો મારાં મુવેલાં સબ માટેનાજ હતા. આ બધું મને એટલું બેહુંદું લાગું કે મારાથી હસયા વગર રહેવાયું નહી. મેં કાંઇ પણ બોલવાની તજવીજ કરી નહી; કારણ કે આગળ શું થાય છે તે હું જાણવા માંગતી હતી. એટલામાં ઓરડામાં એક ગરમ મોટો રોશનીનો ઝરો દાખલ થયલો મને લાગો, અને મેં તેમાં એક ફ્રેસતાને જોયો. તે શુદ્ધ સફેદ પોશાકમાં સજ થયલી એક સ્ત્રી જેવી લાગી, અને મારી આગલ આવીને કહ્યું કે, 'નવી જીંદગીની રાહરસમો શીખવવાને મને મોકલવામાં આવી છે.' જ્યારે મેં (જુલીયાએ) તેણી તરફ ફરી જોયું ત્યારે પેલી બાઇએ મને હાથ લગાડીને કહયું કે, 'હવે આપણે જવું જોઇએ.' એ ઉપરથી હું ઓરડો તેમજ મારૂં સબ છોડી બહાર નીકલી, અને મહોલ્લાઓમાંથી પસાર થઇ. મહોલ્લાઓ રૂહોથી ભરચક દીસતા હતા. તેઓ આગલથી પસાર થતાં મેં તેઓને જોયાં અને તેઓ તદન આ પૃથ્વિ ઉપર વસતાં માણસો જેવાંજ દીસતાં હતાં. મહોલ્લાઓમાંથી પસાર થઇ હમે હવામાં જવા લાગાં, જ્યાંથી કેટલેક છેટે જવા પછી કેટલાક મીત્રો, જેઓ મારી અગાઉ મરણ પામયાં હતાં, તેઓ સાથ મેળાપ થયો. આ પછી તમારો

વિચાર મને આવ્યો, અને તેથી મને દલગીરી લાગી, અને મેં પાછું તમો તરફ જવા માગ્યું. પેલો ફરેસતો પાછી મને હુવામાંથી ઝડપથી લઇ ગઇ અને હું જે ઓરડામાં મરણ પામી હતી તે ઓરડામાં પાછી આવી, જ્યાં હજી મારૂં સબ પડી રહ્યું હતું. મને તે જોવાની કાંઇ કાળજી લાગતી ન હતી, પણ તમો સર્વને શોક કરતાં જોઇ મને બહુ લાગતું. હું તમો સર્વને તમારી કેટલી નજદીક હતી તે, બોલીને જણાવવા માંગતી હતી, પણ તમો કોઇ મારૂં બોલવું સાંભળી શક્યા નહી. મારી પાસે ઉભેલા ફરેસતાએ મને કહ્યું કે વખત આવવે એઓ તમોને સાંભળી શકશે, પણ હાલ તુરત તમોને થોભવું પડશે.

"હવે ઍલન અને હું (જુલીયા) તમારી દુન્યામાં હતાં ત્યારે એક બીજાંને અતિયંત ચહાતાં હતાં, પણ ખુદા જેવી રીતે માણસોને ચાહે છે તે આગલ આ પ્યાર કશી બીશાદમાં નથી. ખોદા પોતે પ્યાર છે. અત્રેના અનુભવ વિષે હું સર્વે તમોને કહી શકું નહી, પણ હું તદન સુખમાં છું, તેમજ મારા મીત્રો સાથ છું. અત્રે કોઇ પણ બુઢું થયલું દીસતું નથી. હમો સર્વ અત્રે જુવાનીમાં દીસયે છીએ. હમોને ગમે ત્યારે ઓળખાણ માટે પૃથ્વિ ઉપર હતો તેવો આકાર ધારણ કરી શકયે છીએ. હમો અત્રે કદી કંટાળતાં નથી, અને તમારી માફક ઉંઘાતાં પણ નથી; તેમજ વળી ખાતાં પીતાં પણ નથી. હાડમંદ દુન્યા માટે આ ચીજોની ગરજ હતી, પણ અત્રે હમોને તે ચીજોની જરૂર નથી. અત્રે સર્વ ખુશનુમા, શાંતીથી ભરેલું અને પ્યારથી ભરપુર લાગે છે. પાપો અને દુ:ખ જેમ તમારી દુન્યામાં છે તેમજ અત્રે પણ છે. દોજખ તેમજ બહેસ્ત આ તરફ છે. પણ ખોદાની નજરમાં દોજખ જેમ ખાલી થતું જાય તેમ ખુશાલી ભરેલું છે. પ્યારથી અને સ્વભોગથી છુટકો મળે છે અને તેમ કરવાને હમો અત્રે શીખયે છીએ. આત્મા શરીરથી છુટો પડે છે, ત્યારે શરીરમાં જેવો હતો તેવોજ રહે છે; જીવ જે ખરો પોતે છે અને શરીરમાં હોય છે ત્યારે મગજ અને દરેક અવ્યવોને પોતાનાં હથીયારો તરીકે વાપરે છે, તેને મરણ પછી આ ચીજોની ગરજ હોતી નથી, પણ તે પોતાનું ધ્યાન, અનુભવો, વિચારો કરવાની ટેવ અને કાર્ય કરવાની વલણ, એ સર્વ ચીજ જીવતાં જીવત જેવાં હતાં તેવાંજ ધરાવે છે.

"અત્રે એવા જીવો છે કે જેઓ, જ્યારે તમારી દુન્યામાં હતાં ત્યારે હલકા તરીકે હીણાતા હતા, પણ અત્રે, તેઓ તમારી પૃથ્વિ ઉપર બહારથી ભલાં દેખાવાનો દેખાવ કરનારાઓ કરતાં, અષોઇમાં

અતી વધારે ચઢીયાતા હોવાથી ઉંચ ગણાય છે. અત્રે ચાલચલણ અને માણસની ખાસીયતનો તોલ તેના વિચારો અને નિષ્ટાથી થાય છે. એમ હોવાથી તમારી દુન્યામાં જે પહેલાં ગણાય છે, તે અત્રે છેલ્લાં થઇ જાય છે અને છેલ્લાં હોય છે તે પહેલાં થાય છે. જ્યારે કાયા નાંખી દેવાય છે અને આત્મા છુટો થાય છે, ત્યારેજ માણસ ખુલ્લો થઇ પોતાની ખરી ખાસીયતમાં પોતાને જોય છે. તમારી જગતમાં પૈસા, પદવી, સતા વગેરે ઘણું અગત્યનું ગણાય છે, પણ અત્રે તે સર્વને કંઇ વજન અપાતું નથી."

## જુલીયાનો બોધ.

"હવે તમારી તરફ કેટલાંકો રૂહો સાથ વહેવાર રાખવાની સામે છે તે માટે કંઇ કહેવા માગું છું. તેઓનું કહેવું એમ છે કે, જેઓ સાથ વાતચીત કરવામાં આવે છે તેઓ તો દેવ દરૂજ યા ખરાબ ખાસીયતનાં જીવો છે, જે તમોને જુઠું બોલી ભમાવે છે. તમારે જાણવું કે મીનોઇ જેહાંનમાં ફરેસતાઓ તેમજ દેવ દરૂજો છે એ કાંઇ ખાલી અટકળનું પરીણામ નથી. જેમ તમારી પૃથ્વિ ઉપર દરેક પ્રકારના ગુણ અને અવગુણોવાળાં માણસો વસે છે, તેવાજ અત્રે પણ છે. પણ હું પુછું છું કે હું પોતે (જુલીયા) સેતાન્યત ખસલતની છું? હું પોતે તેમજ બીજા રૂહો જેઓ હમેશ ખોદાના પ્યાર અને તેની ઉપર વિશ્વાસ રાખી તેની વધારે નજદીક જવાનો યત્ન કરવાને વિણંચે છીએ, તેઓ ખોદાની મરજી વિરૂધના કામો કરે છે, એમ લેખાય કે? તમો જાણો છો જે આજ સર્વ હું કરૂં છું અને તે મારે મનસે એક મોટી ખુશાલી ભરેલી બીના છે. વળી જે ચીજ તમારાં મન ઉપર હું ઠસાવવા માગું છું તે એ છે કે, જો તમો મીનોઇ જેહાનમાં શું બને છે તે જાણવા આતુર હો, તો દરરોજ થોડો વખત ખોદા માટે ફાજલ પાડો, એટલે બંદગીમાં રોકો; પણ તેટલુંબી થતું ન હોય તો, થોડો વખત શાંત થઇ પેલી જેહાન માટે વિચાર કરો. તમારી દુન્યાંનાં જુઠા તકલીદી વેહેવાર માટે દીવસનો આખો દહાડો રોકો, અને બંદગી યા મનન કરવા માટે થોડોક વખત પણ ફાજલ નહી પાડી શકો, એ ખરેજ ખેદકારક ગણાય. દરેક માણસ તરફ તમારે કાંઇને કાંઇ ફરજ બજાવવાની છે, તેમ તમે કર્યું છે? તમારી અરધી દુન્યામાં માયા યા દયા જેવું કશું નથી, તે માટે તમે શું બહાણું બતાવશો? અનેક નિરાશીઓનાં શું કારણો દરશાવશો? એ સર્વ પૈસાની તંગીને લીધે થાય છે એમ કહેવાય નહી, પણ પ્યારથી ભરપુર વિચારોની ગેરહાજરીને લીધે

છે. એ વિચાર શકિત શું છે તે, જો તમો જાણો તો, તમે જરૂર પ્યાર ભરેલા વિચાર કરવામાં મંડયા રહો. અત્રે પ્યાર બાબદનો મારો સંદેશો ખતમ થાય છે, અને બીજો ઘણો અગતનો કહેવાનો રહયો છે, તે તમારી દુન્યાં અને હુમારી જેહાન વચ્ચે વેહેવાર રાખવા માટે એક મઠક (Bureau) ઉંઘાડવા માટેનો છે. અત્રે કેટલાક જીવો છે, જેઓ તમો લોક સાથ વેહેવાર ચલાવવા આતુર દીસે છે. તેમ થઈ શકતું નથી, તેથી મને બહુ લાગી આવે છે, અને હજી સુધી તમે એ મારી અરજ બહાલ રાખી શકયા નથી. જો મારા કહ્યા પ્રમાણે તમે કરો, તો માણસજાતને આપણ બતાવી શકયે કે મરણ બાદ આત્મા જારી રહે છે, અને તમારી પૃથ્વનાં લોક સાથ મરણ પામેલાંઓ સંદેશા ચલાવી શકે એમ છે. એ માટે તમે વખત ફાલતુ પાડો અને હું તમોને એ કામ પાર ઉતારવામાં હરેક મદદ આપીશ, અને તેનાં પરીણામમાં દુન્યાંમાં નેકી અને નીતિમાં સારો ફેરફાર થશે," વગેરે.

## Report on the working of Julia's Bureau given in the Fortnightly Review of November 1909.

## મિનોઇ રૂહો સાથ વહેવાર રાખવા સારૂ ઉંઘાડવામાં આવેલાં મથકો.

૧૯૦૯ ના નવેમ્બર માસના "ફૉર્ટનાઇટલી રીવ્યુ" માં મી૦ સ્ટેડે પોતાની જુસતેજોના પરીણામોનો રસીલો હેવાલ છપાવ્યો છે, જેનો ટુંક સાર નીચે મુજબ છે:—

હાલ ઉત્તર ધ્રૂવ શોધી કઢાયો છે તેના બયાનો ન્યુસપેપરમાં આવે છે. કુકે શોધ્યો કે પીયેરીએ, તે બાબત મુજાહેમત ચાલે છે. એ સર્વ મરણ પછીની હાલત શોધવાની મારી કોશેશોથી કેટલી નીરાલી છે! પહેલે તો મારે બીજી દુનીયાં જેવું કાંઇ છે કે નહી તેની હુસતીની ખાતરી કરવાની હુતી. ઘણાઓ કાંઇ સમજ પડતી નથી એમ કહે છે. તો પણ ધર્મનાં હજારો ફાંટાઓ જેમાં દુન્યાનાં લોકો માને છે તે સર્વમાં, હઠાવી ન શકાય એવી સાબેતીઓ સાથ, પેલી દુન્યાં છે એમ જણાવ્યું છે તો તે વધારે સારી રીતે જાણવા માટેની કોશેશ કરવામાં આવે, તેને ધીકકારી કાઢવી એ મુરખાઇ ગણાય. આથી મેં મારી મરણ પામેલી મીત્ર જુલીયાના આશરા તળે શોધખોલ કરવાનું કામ શરૂ કર્યું છે. હમોને લાગ્યું કે એક

મીત્ર જે મરણ પામ્યો હતો તે મારફતે, હમોને તાર વગરનાં ટેલીફોનની માફક સંદેશાઓ મલ્યા અને હમોને એમ જણાવવામાં આવ્યું કે આજસુધી કેટલાંકો જેમ સમજતાં હતાં, કે મરણ પામેલાંઓ આ દુનયામાં આવતાંજ નથી, તેમ નથી એટલુજ નહી, પણ મરણ પછીની દુનયા પણ છે અને મરણ પાંમેલાંઓ તમારી ખાકી દુનયામાં પાછાં જીવતાં માણસો વચ્ચે છુટથી ભેલાય છે વતીક. આ તાર વગરનાં સંદેશાઓમાં સમાયલી સુચનાઓ ઉપર મેં જુલીયા માટે મથક ઉંઘાડયું છે. એવી મતલબથી કે ગુજર પાંમેલાંઓનાં સ્નેહીઓ જેઓ વિલાપ કરે છે, તેઓને ગુજર પાંમેલાંઓ સાથ વેહેવાર ચાલુ કરી આપવાને બને. એનાં પરીણામો મારા ધાર્યા કરતાં ઘણાજ ફતેમંદ ઉતરીયાં છે. હમોએ ૨૦૦ કેસો હાથમાં ધર્યા છે જેમાંનાં ઘણાકોની તપાસ ચલાવીયે છીએ.

"મારી પહેલવહેલી ધારણા માત્ર મરણ પામેલાંઓને પોતા પાછલ મુકી ગયલા મીત્રો સાથ વાતચીતને વાસતે રસ્તો મોકળો કરવાની તજવીજ કરવાની હતી, પણ એક દક્ષીણ આફ્રીકાના ચીફ જડજે મારૂં ધ્યાન ખેંચ્યું કે આતો ફકત એકજ બાજુની વ્યવસ્થા થયલી કહેવાય. જો તમારો મુવા સાથે વાતચીત કરવાનો મુદ્દો ખરો હોય તો પછી આ દુનીયાંનાં જીવતાં માણસને મુવા સાથ વહેવાર રાખવાની જેટલી જીજ્ઞાસા હોય, તેટલીજ મુવાંઓને પણ તેઓ પછવાડે મુકી ગયલાઓ સાથ વેહેવાર રાખવાની હોવી જોઇએ. આ ઉપરથી હમે એક ઓરડો એવી આશામાં ઉંઘાડયો કે, જો મરણ પાંમેલાંઓ પોતે આ દુનયાં સાથ વેહેવાર રાખવા ઇચ્છતાં હોય તો, તેઓ તેમ કરી શકે. એનું પરીણામ ઘણુંજ અજાયબ પમાડવા જેવું આવ્યું છે."

## સંદેશાઓ કેમ મેળવવામાં આવે છે ?

"હું આગળ બોલું તેની અગાઉ કઇ રીતે હમે આ કામ કરીએ છીએ તે સમજાવીશ. જુલીઆનો એક ઓરડો ૧૪ નંબરવાલા નોરફોક સ્ટ્રીટમાં આવેલા મોરબે હાઉઝમાં ઉંઘાડવામાં આવ્યો છે, અને બીજો થોડક છેટે આવેલાં ગામડાંમાં. એ બંને ઠેકાણે જાહુક માટે માણસનો એક સ્તાફ રોકયો છે. દરરોજ સહવારના દશ વાગે આ બંને સ્તાફનાં માણસો જુલીયાનાં ઓરડાંમાં ભેગા મલે છે, અને તેણીનાં હોકમો મેળવી રીપોર્ટ કરે છે. જુલીયા જે બીજાંઓને દીસતાં નથી તેવણ clairvoyant (અંતર્દ્રષ્ટાઓ) ને સ્પષ્ટ દીસે છે.

તેવણ ટેબલ આગળ મેળેલી ખુરસી ઉપર બેઠક લે છે. મીટીંગ મલવા અગાઉ હુંમેશ બંદગી કરવામાં આવે છે, પછી બાઇબલનાં ફકરા વાંચવામાં આવે છે. ત્યાર બાદ આગળા દીવસની મીટીંગનો ઇનતેખાબ વાંચી જવામાં આવે છે, અને છેલ્લા ચોવીસ કલાકમાં જે સંદેશાઓ સ્તાફનાં માણુસોનાં હાથ વડે (ઑટૉમૅટીક રીતે) પોતાની મેળે લખાયલા હોય છે તે વાંચ્યા બાદ અભડાઇ ઉપર ફાઇલ કરવામાં આવે છે. ત્યાર પછી જેઓએ રૂહનો ઓરડો વાપડવા દેવા માટે અરજીઓ કરી હોય તે માટેનો જુલીયાનો વિચાર વંચાય છે. એ સઘળું થયા પછી પેલી દુન્યામાંના મુલાકાત લેનારાઓ માટે ઓરડો મોકલો થયેલો કહેવાય છે, અને જેવાં રૂહો દાખલ થાય છે કે કલૅરવોયન્તો તે જોઇ ખબર આપે છે, અને તેઓને જે કહેવું હોય તે ગુપ્ત રીતે સાંભળવાની શકતી ધરાવનાર clairaudient મોઢેથી બોલે છે અને તે બોલાયલું ટુંકા અક્ષરે લખનાર માણુસ લખી લે છે.

"હમે થોડા વખતમાં જોઇ લીધું કે પેલી દુન્યામાંથી જેઓ આવતાં હતાં, અને વાત કરવા માંગતાં હતાં તે સર્વને આ લંડનમાં ઉંઘાડેલા ઓરડામાં પુગી વળવાને કલૅરઑડીયંતો અને કલેરવોયન્તો જેઓ જોઇ તેમજ સાંભલી શકતા હતા, તેઓ અશકત થઇ પડતા હતા. તેથી મેં જુલીયાની લંડનની બહાર ગામડામાં આવેલી આફીસમાં એક શાખા ઉંઘાડી જેથી જેઓની મરજી હોય તેઓ (ઑટૉમૅટીક રાઇટીંગની રીત પ્રમાણે સંદેશા આપવા માંગતા હોય તો) તેમ કરી શકે." *

## અકસ્માત માટે મળેલી ચેતવણીઓ.

આવી રીતે મેળવેલા સંદેશાઓમાંથી થોડાક ટાંકવા માગું છું જેથી વાંચનાર પોતા માટે કાંઇક વિચાર બાંધી શકશે. આ બનાવ જુલીયાની ગામડાંની ઓફીસની સાખામાં બનયો હતો.

"વીત મનડેને દીવસે બે સેનઝીટીવ જેઓ એક તેબલ આગળ બેઠેલા હતા, તેઓને ખુલ્લી ચેતવણી મળી કે ઇંગ્રેજી સોસાયટીમાં સારી રીતે જાણીતી થયલી એક ચોકસ બાનુને ચાલુ અઠવાડયાંમાં તેણીની મોટરકારને અકસમાત નડશે. તે મોટર ઉપર બીજી ગાડી

---

* ઑટૉમૅટીક રીતે લખાવું એટલે એક માણુસ કાગલ ઉપર કલમ પકડી સાંત મગજે બેસી રહે છે અને તેની મરજી વગર બહારની મદદથી, એટલે કોઇ રૂહની મદદથી, હાથ ચાલે છે, અને રૂહોને જે કહેવું હોય તે લખાય છે.

૫૫૯૪



ચઢી જવાથી નુકશાન થશે અને તે માટે તેણીએ એક અઠવાડયું મૉટરમાં ફરવું નહી. આ ચેતવણી આપનાર રૂહે પોતાનું જે નામ આપ્યું તે પેલા બે મીડીયમોને તદન અંજાણું હતું. બીજે દીવસે એ બાબદ મને ખબર કરવામાં આવી હતી. જે બાઇને આ માટે ચેતવણી આપવામાં આવી હતી, તેણીને મેં એક કાગળ ટાઇપ રાઇટ કરી ટપાલમાં નાંખ્યો. કમનસીબે પેલી બાઇ કાગળ નાખ્યું હતું તેજ સહવારે, મૉટરકારમાં ઘરથી નીકલી ગઇ હતી. બીજે દીવસે સાજનાં છ વાગે તે બાઇ તરફથી મને તાર મળ્યો કે તેણીની મોટર ગાડી લંડનમાં મૉટર ઑમનીબસની તળે આવી ગઇ હતી, અને તેથી તેણી બીછાને ડૉકટરની સારવાર તળે પડી હતી. એ બાઇ અને તેની દાસીનો અજાયબ રીતે બચાવ થયો હતો. તેઓને ત્રેનમાં નાંખી ઘરે મોકલવામાં આવ્યાં હતાં. ઘરે પહોંચ્યાં પછી ડૉકટરે મલમ પટો કીધો, અને આ બાઇએ પોતા માટે આવેલાં કાગલો વાંચવાં માંગ્યાં. તેણીના કેટલાંક કાગલોમાંથી, જુલીયાનાં ઓરડામાંથી જે ચેતવણીનું કાગળ હમે લખયું હતું તે ઉપર નજર પડવાથી તે ઉખેડી જોતાં તેણીએ તે ચેતવણી આપનારનું નામ વાંચી તરત ઓલખી કાઢયો. એક મીત્ર જે મરણ પામ્યો હતો, અને જેણે જીવતાં જીવત કબુલાત આપી હતી કે મુવા બાદ તે તેણીની ઉપર નેગાહ રાખશે, તેજ પેલી ચેતવણીનો આપનાર હતો.

આ બીજો દાખલો લંડનની વડી ઑફીસમાં બન્યો હતો. મેં (મી૦ સ્ટેડે) એક મોટું બલુન, જે મૅશર્સ વસાંએ મી૦ બોલોતોફના નમુના ઉપર બાંધ્યું છે, તે ઉડારવાની તપાસ વખતે હાજર રહેવાની ગોઠવણ કરી હતી. તે સહવારની બીજે દીવસે હમારા કલૅરવોયંતે હમોને જણાવ્યું કે મારી પછવાડે કોઇ માણસ ઉભું હતું, અને કહેતું હતું કે મી૦ સ્ટેડ શૅલૉન જવાનો ઇરાદો રાખે છે તેથી તે ખુશી હતો, અને મી૦ સ્ટેડ સાથે તે પણ જશે. તે રૂહે કહ્યું કે તેનું નામ મી. લેફ્વ હતું. હમારામાંથી કોઇ પણ આ નામવાલા માણસને ઓ-ળખતું નહતું. મારા સવાલનાં જવાબમાં તેણે જણાવ્યું કે હવામાં ઉડવાનાં પ્રયોગમાં તે કાળજી ધરાવતો હતો, અને મુખ્ય કરીને મી. બોલોતોફના સાંચાકામ નિહાળવા માંગતો હતો. પણ તે રૂહે સખત ચેતવણી આપી કહ્યું કે આ સાંચાકામ પેલા જુવાન રશીયને બરાબર તપાસવું કારણ કે તેને એવુ લાગતું હતું કે તે ઍનજીન કાંઇ પણ દગો દેશે. ત્યાર પછી તે રૂહે રૂખસદ લીધી.

બીજે દીવસે તે પાછું આવ્યું, અને કહ્યું કે મી૦ સ્ટેડ ઉડવાનાં પ્રયોગ જોવા જાય છે તેથી તે ખુશી હતું. તે સાંજે મેં (મી૦ સ્ટેડે) પુછપરછ કરી અને પહેલીજ વખત મેં જાણ્યું કે જ્યારે હું કોપનહેગનમાં હતો, ત્યારે મી૦ લેફ્રવ હવામાં બલુનમાં ઉડતાં દશ દીવસ આગમચનો માર્યો ગયો હતો. વળતે દીવસે પાછો જ્યારે મી૦ લેફ્રવ જુલ્યાના ઓરડામાં આવ્યો ત્યારે મેં સવાલ કર્યો કે મી૦ લેફ્રવ જે દસ દીવસ ઉપર માર્યો ગયો હતો તે, પોતેજ તે હતો કે ? તે રૂહે જવાબ દીધો, ખચીત તે હુંજ છું. હું ધારતો હતો કે તમે આ સઘળો વખત મારે માટે જાણતાં હતાં. હું ( મી૦ સ્તેડ ) શૅલૉન ગયો. સોમવારે સાંજે મી૦ બોલોતોફ મૉટર ઍનજીન બરાબર તપાસી ઉડવાની તૈયારી કરવા લાગો. મારે અત્રે કહેવાની કાંઇ જરૂર નથી કે મેં મી૦ બોલોતોફને મી૦ લેફ્રવના રૂહે આપેલી ચેતવણી વિષે ખબર કરી હતી. બોલોતોફવાળું બલુન ઘણુંજ મજબુત છે. થોભ્યા વગર ચોવીસ કલાક વેર તે એક વખત ઉડયું હતું અને સર્વને આ ઍનજીન તરફનાં ભાગની મજબુતી વિષે ખાતરી હતી, તે છતાં જ્યારે મૉટર ઍનજીન ચલાવવા કીધું ત્યારે ચાલ્યું નહિ અને ચલાવવાનો હાથો ભાગી નાંખયો. ઉડવાનો જે પ્રયોગ કરવાનો હતો તે અલબત મોકુફ કરવો પડયો. જેવું મેં ઍનજીન આગલથી ચાલી જવા માંડયું કે મી૦ બોલોતોફની મા પ્રીનસેસ વીસમકીએ મને કહયું, કે તમારા રૂહોની બાબદમાં હું માનતી નથી, પણ એ ઘણું અજાયબ જેવુ છે કે જેમ રૂહ લેફ્રવએ ચેતવણી આપી તેમ ઍનજીનજ બગડી ગયું છે.

## સંદેશા મેળવવાના સાધનો.

મારા વાંચનાર માટે આ સંદેશાઓ કેવી રીતે મેલવવામાં આવે છે તે માટે નીચલો ખોલાસો કરવાની જરૂર જોવુંછું:—

( ૧ ) Automatic Writing એટલે પોતાની મેળે હાથ ચાલે ને લખાય તે રીતે—આમાં એક સૅન્ઝીટીવ જુલીયાનાં ઓરડામાં પોતાનાં હાથમાં પેન પકડી, કાગલનાં તાવ ઉપર અલગી પકડી, મનને તદન શાંત કરી બેસે છે. પેલી પેન પોતાની મેળે કાગલ ઉપર કાંઇ લખે છે. એ શું લખાય છે તેની પેલા સૅન્ઝીટીવને કાંઇજ ખબર હોતી નથી, જ્યારે કાગલ ઉપર લખાયલુ વંચાય છે ત્યારેજ ખબર પડે છે.

( ૨ ) Clairvoyance and Clairaudience અંત્તર્દ્રષ્ટીથી જોનાર અને ગુપ્ત રીતે સાંભળનાર મારફતે—આમાં સૅન્ઝીટીવ જુલીયાના ઓરડાના બીજા માણસો સાથ બેસી, આંખ બંધ કરે છે, અને હાથથી પોતાનાં ચેહરાને ટેકો દઈ, પોતાનાં મગજને મજબુત ઇચ્છાથી તદન શાંત કરે છે. એનું કારણ એ કે જેમ એક શાંત સરોવરમાં ચાંદ અને તારાનો છાયો સાફ પડે છે, તેમ જો મગજ શાંત થયું હોય તો સંદેશાઓ લેવાને તૈયાર થયલું ગણાય. ત્યાર પછી પેલા કલૅરવૉયંતને પોતાની અંત્તર્દ્રષ્ટીથી આકારો દેખાય છે, જે બીજાઓને દીસતા નથી. જે ગુપ્ત રીતે દેખાય છે. અને સંભ-લાય છે તેનું બયાન કરે છે અને તે ટુંકા અક્ષરે લખનાર માણસ લખી લેછે.

( ૩ ) Trance Mediumship વડે—આમાં સૅનઝીટીવ બેસુદ્ધ જેવી હાલતમાં પડે છે. પોતાની આસપાસ શું થાય છે તેનું તેને ભાન રહેતું નથી, અને તેટલો વાર જે રૂહ વાત કરવા માંગતું હોય તે પેલા મીડીયમનાં શરીરનાં અવ્યવો પોતાનાં તાબામાં લે છે અને તેને બોલાવે છે. જ્યાં સુધી પેલું રૂહ રહે છે ત્યાં સુધી પેલો મીડીયમ ધ્યાન વગરની હાલતમાં પડી રહે છે. જેવું તે રૂહ ઓરડો છોડી જાય છે કે પેલો સૅનઝીટીવ જાગૃત થાય છે, અને તે જે બોલ્યો હોય તેની કાંઇ યાદ ધરાવતો નથી.

## CAN TELEPATHY EXPLAIN ALL?

૧૯૧૦ નાં અકતોબર મહીનાંના "કૉન્ટૅમ્પરરી રીવ્યુ" માં મી૦ સ્ટેડ આ સર્વ પ્રયોગો એક માણસ પોતાના વિચાર બીજાને મોકલવાને લીધે થતા હશે કે, તે માટે આમ લખે છે—"ઑટૉમૅટીક રીતે મારા હાથે લખાયલી સુચનાં ઉપરથી, મરણ પાંમેલાંઓને તેઓનાં દોસ્ત આસનાઓ સાથ વેહેવાર ચલાવી શકાય કે નહી, તે સવાલનું ખંડન કરવા મેં એક ખાતું સ્થાપ્યું છે, જેનું નાંમ "જુલીયાનું મથક" આપયું છે. હું જાણું છું કે મારો જમણો હાથ પોતાની મરજી વગર કોઇ બીજાની મદદથી સંદેશાઓ લખે છે, જે લખાયા પછી જ્યારે વાંચવામાં આવે છે, ત્યારે જે ચોકસ ધણી તરફથી આ સંદેશા આવ્યા છે એમ જણાવવામાં આવે છે તેનાંજ તરફથી છે, એમ કહેવાનું કારણ એ ધણી આ દુનયામાં હતો ત્યારે તેના આચાર વિચાર જેવા હતા તે ઉપરથી મલે છે. આ બાબદમાં હમોને

૧૮ મહીનાનો અનુભવ છે. જ્યારે કોઇ માણસને પોતાનાં મરણ પાંમેલાં સાથ મેલાપ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે તેને એક ફોર્મ ભરી સહી કરવી પડે છે કે, તેની મતલબ માત્ર તેના વહાલાને મલવા શીવાય બીજી કશી નથી. એમ દરશાવવાને વાસતે છે. મરણ પાંમેલાંઓ પાછા આ દુનયામાં આવે છે એ તકરારી સવાલ નાપાયાદાર હોય, યાતો મુશ્તકીમ હોય. હાલનાં વખતમાં જે સાયન્સનાં નીયમ પ્રમાણે હરેક જાતની શોધખોલ ચાલે છે તેજ રીતે આ સવાલનું ખંડણ કરવા વારંવાર તેના તેજ પ્રયોગ કરી ખાતરી કારક પરીણામ મેલવી તેની સંભાળથી ટુંક નોંધ લઇ રાખીયે છીએ એ શું મનમાનતું ન ગણાવું જોઇએ ?

એમ કહેવામાં આવે છે કે સેનઝીતીવ અથવા મીડીયમ સવાલ પુછનારનાં માત્ર વિચાર વાંચે છે. એવું કાંઇ નથી. એ સાબેત કરવા એક દાખલો આપીશ. મીસીસ ઍલા ઍનકર એક ભણેલાં નૉરવેજીયન બાનું છે તેવણ આ પ્રમાણે મને જણાવે છે :—

એક મી૦ જીયૉર્જ માટે મેં પુછયું. પેલા મીડીયમે મી૦ જીયૉર્જનાં શરીરનાં રૂપ, ઘાટ અને લક્ષણનું બરાબર વર્ણન કર્યું કે, આ ગ્રહસ્થ પોતાની હથેલીમાં કાંઇ બતાવવા માંગે છે. પેલા સૅનઝીતીવે પોતાનાં હાથની હથેલીમાં એક ગોળ કુંડાળું પાડયું, અને ઉમેરીયું કે એ શું હતું તે પોતે સમજી શકતો ન હતો. હું પોતે કુંડાલાં જેવી નીશાની શાની હતી તે સમજી શકી નહીં, તેમજ એક મારી સગી, જે મારી સાથેજ બેઠેલી હતી તે પણ સમજી નહીં, પણ ચાર મહીના પછી મીસીસ જીયૉર્જે મને કહયું કે એક ધાતુની નળી ફાટવાથી મી૦ જીયૉર્જનાં હાથની હથેલીમાં જખમ થયો હતો, અને તેની ગોળ નીશાની હથેલીમાં રહી ગઇ હતી. હું ખાતરીથી કહું છું કે મને તેમજ મારી સગીને નીશાની વિશે ખ્યાલ પણ હતો નહીં. ત્યારે આ મીડીયમે જે કહ્યું તે રૂહે પોતેજ કહેલું ગણાય, અને નહીં કે telepathy થી, યાને મારો વિચાર તેના ઉપર ફેંકાયો હોય તેની અસરથી.

જુલીયાનું મથક જેઓ મરણ પામેલાં છે તેઓનાં સગા શ્નેહીઓને વાતચીત કરાવી આપી સધ્યારો આપવા માટેજ ઉઘાડવામાં આવ્યું છે. જો માત્ર દશ ટકા જેટલીજ મને ફતેહ મલી હતે તો હું સંતોષ પાંમતે, પણ મને તો પચાસ ટકા જેટલી

મલી છે. ઉપર લખ્યા પ્રમાણે માત્ર દુઃખીઓને સધ્યારો આપવાને આ કામ આરંભવામાં આવ્યું છે, છતાં ઉંચ બુધ્ધિનાં અરધો ડજન ગ્રહસ્થો શોધખોલ આગલ ચલાવવાની નેમથી દરરોજ આ ઓરડામાં ભેગા મલે છે. આ મથકમાં લંડનમાંથી મલતા સર્વથી સરસ સૅનઝીટીવને મેં રોકયા છે, અને તેઓ મારફતે મલતા પરિણામો તદન સંતોષકારક નીવડયાં છે.

આ નીચે આપેલો દાખલો જે હુમારી શોધખોલ વધારવા માટે દર સહુવારે હુમે ભેગા મલીએ છીએ તે માંહેલા એક દીવસે બનયો હતો. હુમારો હુમેશનો કલૅરવૉયંટ ( અંતર્દ્રષ્ટિથી જોનાર ) ગેરહાજર હતો, તે છતાં જુલીયાએ પોતાનાં ઑટૉમૅટીક રીતે લખનાર સેકરેટરી મારફતે હુમોને જણ।વ્યું. કે હુમેશ માફક તમારૂ કામ શરૂ કરવું. આ વખતે હુમારામાંનાં એકે ઉતર ઇંગ્લંડમાં એક પાદરીએ સ્પીરીચ્યુએલીઝમ સાંમે કાઢેલા બખાલાનો રીપોર્ટ વાંચ્યો, અને મોટે બોલયો કે હુમારે માંટે એઓ આવો વિચાર ધરાવે છે. હજુ આ બોલો નીકલયા તેટલામાં મારો (મી૦ સ્તેડનો) પોતાનો હાથ જે એક કાગળનાં તાવ ઉપર અલગો પડેલો હતો તે કાંઇ લખવા મંડી ગયો, અને તે કારડીનલ મેનીંગ લખાવતા હતા એમ જણાવવામાં આવ્યું. મારે કહેવું જોઇએ કે કારદીનલ મેનીંગ જયારે જીવતા હતા ત્યારે મારા અતલગનાં મીત્ર થતા હતા, પણ જયા સુધી ઉપલો ઓરડો ઉઘાડવામાં આવ્યો ન હતો, ત્યાં સુધી પોતાને કારદીનલ તરફથી કાંઇપણ સંદેશો મલ્યો ન હતો. પરંતુ મથક ઉંઘાડયા પછી, હુમારો કલૅરવોયંટ, જે કારદીનલને ઓળખતો ન હતો તેને વારંવાર સંદેશાઓ મલયા હતા, જે મરણ પાંમેલા મેનીંગ મારફતે મલતા હતા, તેનેજ તેવણનો સાદ સંભલાતો, અને આકાર દીસતો હતો, એમ હુમોને વારંવાર જણાવતો હતો.

આ વખતે ઉપર જણાવ્યા પ્રમાણે કલૅરવૉયંટ ગેરહાજર હતો તેથી મી૦ સ્તેડનો હાથ વાપડવામાં આવ્યો હતો અને મારો હાથ જે લખયો જતો હતો તે શું લખે છે, તે જાણવા માટે મોટી જીજ્ઞાસા સાથ હું મારી પેનને જોતો હતો.

જ્યારે કાગળ લખઇ રહયું અને વાંચવામાં આવ્યું ત્યારે તેમાં કારહીનલે કહેલું હતું કે હમારા ઓરડામાં તેવણ ઘણી ખુશી સાથે આવ્યા હતા, અને ઉમેરીયું કે હું તમને મારી દુવા આપવા આવ્યો છું, તેમજ તમોને ખાતરી આપું છું કે તમે ખોદાની ખરી રાહે ચાલો છો. રૂહ પાછું આવે છે તે સાંમે એક પાદરીએ કીધેલા ભાષણનો રીપોર્ટ જે તમારામાંના એકે વાંચ્યો છે તે મેં સાંભળયો છે. આ પાદરીઓ સારા માણસો છે, પણ સાંકડા વિચારો ધરાવે છે તેથી તેઓ માટે ખોટો વિચાર બાંધવો નહીં.

**Mr. John Lobb, F. R. G. S. Editor of the Christian Age; member of London Corporation; author of Talks with the Dead and Busy Life beyond the Grave explains what made him a Spiritualist.**

**મી૦ જૉન લોબ સ્પીરીચ્યુઍલીસ્ટ કેમ થયા ?**

મી૦ જૉન લોબ જેવન લંડનની કૉરપોરેશનના મેમ્બર હતા તેમજ "ક્રીસચીયન એજ" પત્રના ત્રીસ વર્ષો સુધી અધિપતિ હતા તેવણે "મોત પછીની રોકાણવાલી જીંદગી" અને "મરણ પામેલાઓ સાથની ગુફતેગુ" નામના પુસ્તકો રચયાં છે, તેવણ પોતે સ્પીરીચ્યુએલીસ્ટ કેમ થયા તે માટે નીચે પ્રમાણે જણાવે છે:

"૧૯૦૩ ની આખરીએ મને સ્પીરીચ્યુએલીસ્ટો તરફથી આમંત્રો મલયાં કે મારે તેઓની મીટીંગોમાં હાજરી આપવી. મેં જવાબ વાલ્યો કે હું એક ધુજરો માણસ હોવાથી પેલી જહાંનમાંથી આવતા રૂહોને મલવા જેટલી હીમત પકડી શકતો નહતો. ત્યાર બાદ મારા એક પાડોશી મી૦ ચાર્લસ લૅશીએ મને ઘણો આગ્રહ કર્યો કે માત્ર એકજ વખત એક કલાક રૂહાંઓનાં પ્રયોગોના સર્કલમા મારે જવું. અંતે મેં જવા કબુલ કર્યું. ખાણા પછી કેટલાકો સાથ ગોળ કુંડાલું થઇ બેઠાં. હમો સર્વને શાંત મને બેસવા કહેવામાં આવ્યું મેં તેમ કરવાનું પુછયું તો મને

કહેવામાં આવ્યું કે તે પછવાડેથી જણાવવામાં આવશે. મારી છાતી ધબકવા લાગી, કારણ કે શું બનાવ બનવાનો હતો તેનો મને મુદ્દલ ખ્યાલ ન હતો. આ સર્કલમાં મી૰ સૅસીલ હસ્ક, જે એક સારા મીડીયમ તરીકે જાણીતો થયો હતો તે હાજર હતો. આ પછી બંદગી કરવામાં આવી, અને થોડા વખતમાંજ એક રૂહ જેણે માણસનો આકાર ધારણ કર્યો હતો તે કુંડાલાં માંહેલા કેટલાંકો સાથ છુટથી વાત કરતાં દીસયું. તેણે દરેક બેસનારને ખોલ્લા સાદે સલામ કીધી અને પોતાને સર્વ બેસનારાઓ જોય તે માંટે પેલું રૂહ કાળજી ધરાવતું લાગું. મારી (મી૰ લોબ) તરફ ફરી પેલું રૂહ બોલયું કે તમોને અત્રે જોઇ હું ઘણું ખુશી છું. મેં ( મી૰ લોબે ) જવાબમાં કહ્યું કે તમે જયારે આ ધરતી ઉપર હતા ત્યારે કદમાં બહુ મોટા હશો. પેલું રૂહ તરતજ સર્વ બેસનારનાં માથાં ઉપર થઇ ઇંચે ચઢયું અને કહ્યું, જુવો, આશરે આટલો મોટો હું હતો. આ સર્વ બનતું હતું ત્યારે પેલો મીડીયમ ખુરસી ઉપર જાણે ભર ઉંઘમાં હોય તેમ પડી રહ્યો હતો.

આ વખતે હમો સર્વ એક એકનાં હાથ ભેરવી બેઠાં હતાં, અને ઓરડામાં ઝળકાટવાલાં નુરો આસપાસ ઉડતાં હતાં. તેબલ ઉપર પડેલું એક સ્ત્રીંગ ઇન્સ્ટ્રુમેન્ટ રૂહાંઓએ ઉંચકી ઘણું સુંદર રીતે વજાડયું, અને હમારા માથા ઉપર થઇ અહીં તહીં વજાડતાં ફરયાં. આ અરસામાં એક રૂહ મારાં મોઢાં આગલ આવી ઉભું. તેનો ચહેરો ઘણો સુંદર હતો, પણ હું ઓલખી શકયો નહીં. પાછુ ને પાંછું તે આવ્યા કીધું અને મને "જૉન" કરી બોલાવ્યો. મેં તરત સાદ પારખ્યો અને તે મારો ભાઇ જે અઠાવીસ વર્ષ ઉપર મરણ પામ્યો હતો તેનો હતો. મારી પાસે બેઠેલો મારો પાડોશી મી૰ ચાર્લસ લૅશી પોતાની બાયડી અને બે છોકરા જેઓ મરણ પામેલા હતા તેઓ સાથ તેઓની અત્રેની જીંદગી વખતનાં બનાવો વિષે વાતચીત કરતો હતો, અને ત્યાર પછી આ સર્વ રૂહો "ખોદા તમારો નેગેહબાન થાય" કહી અલોપ થયાં.

## ડૉકટર સ્તોરડરનો અનુભવ.

સીડનીવાલા દોકટર સ્તોરદર એમ.એ., પી.એચ.ડી.એ મીસીસ મેલન મીડીયમ સાથ મેલવેલો અનુભવ મી૦ સ્ટેડથી લખાયલી બોરડરલેન્ડ નામનાં ચોપાનીયામાં આ પ્રમાણે આપેલો છે.

મને એક સેઆંસમાં જોડાવાને તેડું મલવાથી હું મીસીસ મેલનને ઘર ગયો. મીસીસ મેલને પોતાની ખુશીથી હમો સર્વને પોતાના ગજવાં તપાસવા ફરમાવ્યું, તેમજ પોતાનાં હાથો બાંધવા દીધા, અને સર્વ બેસનારની આગળજ ખુલી રીતે, કાંઇબી પડદો કરાવ્યા વગર ભર ઉજાસમાં સર્વ તેણીને જોઇ શકે તેમ તેણી એક ખુરસી લઇ બેઠી હતી, અને સઘળો વખત તેણીને પેલી ખુરસીમાં પકડી રાખવામાં આવી હતી.

હમેશ જેમ આવા સરકલમાં કરવામાં આવે છે તેમ હમો સર્વે એક ગાયણુ રૂપી બંદગી કરી, અને થોડા વખતમાં એક ધુમસ જેવી ફીક્કી રોશનીમાંથી એક સ્ત્રીનો સુંદર આકાર બંધાતો દીસયો, જે એક સુદ્ધ સફેદ લેબાશમાં સજ થયલી હતી અને મીડીયમની ડાબી બાજુ તરફ ઝળકાત સાથ ઓરડામાં ઉંચે ઉડી હમો સર્વ તરફ માયાથી જોઇ હાથનો ઇશારો કરી પોતા તરફ ખાસ બે માણસોને બોલાવ્યા. તેઓ ઉઠીને તે રૂહ જે ઓરડાની અધવચમાં ઉભું હતું તે તરફ ગયા, જે જોઇ પેલું રૂહ બોલ્યું જે તું તો મારી દીકરી છે પેલી છોકરીએ તરત પેલા રૂહને પોતાની મા તરીકે ઓળખી કાઢીને ખુશીનાં આંસુ સાથ તેણીને ભેટી પડી, જે દેખાવ કેટલોક વખત ચાલુ રહ્યો અને પછી પેલો આકાર આસતે આસતે અલોપ થયો પણુ માત્ર માથું થોડો વધુ વખત દેખાવ દઇ, ખોદા તારો નેગેહબાન થાય એમ દીકરીને કહી ગેબ થઇ ગયું.

આ પછી તેજ સરકલમાં એક નાની છોકરીએ દેખાવ દીધો, અને પોતે ઘણીજ ખુશાલીમાં હોય એમ દીસી, અને તેણીને સરકલ-માંનાં કેટલાંકોએ નાની કીસી તરીકે ઓળખી. આ બચ્ચાંએ બચ્ચાં જેવાં દરેક ચેડાં કાઢયાં અને પાસેની તેબલ ઉપર પડેલો ચંગ ઉંચકી જોસમાં વજાડવા મંડી ગયું, અને એટલા જોશમાં વજાડયો જે તેનો

હાથો હમારી નજર આગળ ભાંગી ગયો. ત્યાર બાદ હમો સર્વનાં દેખતાં પેલી છોકરી આસતે આસતે અલોપ થઇ ગઇ. આ પછી હમો સર્વ સરકલમાંથી ઉઠી ચાહ પીવા બીજા ઓરડામાં ગયા, અને તે વખતે ઓરડામાં ઝલકતાં નુરો ઉડતાં દીસતાં હતાં. તેમજ પ્યાનો વાગવા માંડયો હતો અને એક ખુરસી અદ્ધર ઉંચકંઇ હતી.

**Sir W. Crooks, F. R. S., O. M., President of Psychical Research Society of London, in his book "Researches in the Phenomena of Spiritualism," writes as under :—**

સર વીલીયમ ક્રુકસ જેવન ઇંગ્લંડનાં વીસમી સદીનાં એક મહાન સાયનતીસ્ત ગણાય છે, તેવણને આ સ્પીરીચ્યુએલીઝમના બનતા પ્રયોગો ખરા છે કે નહી તેની જુસતેજો કરવાને આગ્રહ થવાથી, વરસોવેર બારીક તપાસો લઇ પોતાની તેમજ મીત્રોની હાજરીમાં મલેલા અનુભવનો નીચલો રીપોર્ટ કરયો છેઃ—

### વજનદાર ચીજોને કોઈના પણ અડકયા વગર ઉંચકાવાના દાખલા.

(૧) મારી પોતાની ખુરશી ઉપર હું બેઠેલો હતો, અને જયારે મારા પગ જમીન ઉપર મુકેલા ન હતા ત્યારે તે ખુરસી થોડી ફેરવઇ હતી.

(૨) દુરનાં ખુણાંમાં પડેલી એક ખુરસી પોતાની મેલે, સર્વનાં દેખતાં આસતે આસતે ખસતી ખસતી તેબલ મુકેલી હતી ત્યાંવેર આવી.

(૩) મારા કહેવા ઉપરથી એક હાથાની ખુરસી જયાં સર્વ બેઠેલાં હતાં ત્યાં ખસતી આવી, અને પાછી ફરી પોતાની પહેલી જગા ઉપર ગઇ.

(૪) લાગત ચાલુ ત્રણ સાંજે એક નાની તેબલ ઓરડાની આસપાસ ફરવા લાગી.

## માણસના જમીનથી અદ્ધર ઉંચકાવાના બનાવો.

બે વખત નાના છોકરાંઓ જેઓ પોતે ખુરસી ઉપર બેઠાં હતાં તે ખુરશી સુધાં ઉચકાયાં. આ બનાવ દીવસનાં પુર સુરજની રોશનીમાં તેમજ મારી પુર ચોકસાઇ હેઠલ કોઇના પણ અડકયા વગર બનયા હતા.

## જાત જાતની નાની વસ્તુઓની કોઇના પણ હાથ લગાડયા વગર થતી હીલચાલના દાખલા.

"મારે વાંચનારને ફરીથી કહેવું જોઇએ કે નીચલા બનાવો રજુ કરૂંછુ તે મીડીયમના ઘરમાં થયા ન હતા, પણ મારા પોતાના ઘરમાં જયાં કોઇબી જાતની ઠગાઇ થવાનાં કાંઇપણ સંજોગ ન હતા. એક મીડીયમ મારા ઘરનાં એક ખુણાંમાં બેઠેલો, તેની ઉપર કેટલાંક માણસની બારીક નજર રહેલી, છતાં મારા હાથમાં વાજુ વાગતું તેમજ અદ્ધર ઓરદામાં વાગતું વાગતું ફરતું હતું, તે મીડયમની ઠગાઈથી થયું એમ કહેવાય નહીં. આંઠ ફીટ ઉંચે મેલેલા બારીનાં પરડા ઉંચકઇ જતા, તેમજ એક ગાંઠ મારેલો રૂમાલ ઓરડામાં છેટેના ખુણામાં જઇ પડતો, દુર પડેલો પીયાનો વાગતો, તેબલ ઉપરથી પાણીનું ગલાસ ઉંચકાતું, અને છેલ્લે એક પંખો પોતાની જગાની ઉપરથી ઉચકઇ બેઠેલાઓને પવન નાંખતો એ સર્વ દુર બેઠેલા મીડીયમની ઠગાઇથી થાય છે એમ કહેવું બેહુંદુ છે.

## ઝલકતાં રોશણીવાલા દેખાવોના દાખલા.

હું પાછું કહુંછું જે કાંઇ પણ ઠગાઇ ન થાય તેને માટે દરેક સાવચેતીનાં ઉપાયો મેં લીધા હતા, છતાં મને એક નક્કર રોશની-વાલો પદાર્થ, એક તરકીનાં ઇંડા જેટલા કદનો, ઓરડાની આસપાસ ઘોંગાટ વગર તરતો દેખાયો, અને એક વખત તે રોશની જે બધાઓ ઓરદામાં એકઠા થયા હતા તેઓમાંનાં કોઇ પણ હાથ ઉંચો કરીને અડે તેથી ઉંચે ગઇ અને આસતે આસતે જમીન તરફ ઉતરી. દશ મીનીતવેર તે ખુલ્લી નજરે દીસી, અને જયારે તે બેમાલમ થઇ ગઇ, ત્યારે તેબલ ઉપર ત્રણ વખત ટકોરા

મારયા, જેથી એક કઠણ ચીજની સાથે અઠડામણથી જે જાતનો અવાજ નીકલે છે તેનાં જેવો અવાજ નીકલયો. આ સઘલો વખત મીડીયમ ઇઝીચેર ઉપર શાંત પડેલો હતો. મેં ઘણી વખત રોશનીવાલી ચીજ આસપાસ ફરતી તેમજ માણસોનાં માથાં ઉપર જઇ બેઠેલી જોઇ છે. મારા મો સામે આ રોશનીએ મારા સવાલના જવાબો જેટલી વખત મેં માગયા તેટલીજ વખત ઝલકાતો કરી જવાબ આપયા છે. તેબલે ઉપરથી સીલીંગ ઉપર રોશનીની ચીનગારી ઉંચે ચઢતી, અને પાછી તેબલ ઉપર અવાજ કરી પડતી દીઠી છે. એક કરતાં વધારેવાર ઓરદામાં જેઓ હાજર હુતા તેઓથી કોઇ બીજાજ હાથથી એક નક્કર ઝલકતી ચીજ મારા હાથમાં મુકવામાં આવી હતી. દીવસનાં ઉજાસમાં કેટલીક વખત આ રોશની હાથનું રૂપ પકડી, નાની ચીજો ઉંચકી ઓરદાની આસ્રપાસ ફરતી.

## હાથો દેખાવાનાં દાખલા.

અંધારામાં હાથો અડવા જેવું લાગતું. કવચીતજ મને હાથ દીસયા છે. અતરે અંધારામાં બનેલા બનાવો વીશે બોલીશજ નહી. પણ ભર દીવસે જોયલા સંખયાબંધ દાખલામાથી થોડા ચુંટી કાઢીશ, જેમાં મને હાથો દીસયા છે.

ખાનાંની ટેબલની એક ફાટમાંથી એક સુંદર હાથ નીકલી આવ્યો અને મારી આગલ એક ફુલ ધરયું; તે હાથ ત્રણ વખત દીસયો અને ગુમ થઇ ગયો, જેથી મને પુરતી તક મલી હતી જે આ હાથ દેખાવમાં મારા હાથનેજ મલતો હતો. આ બનાવ મારા પોતાનાં ઓરદામાં ઉજાસમાં બન્યા હતા જયારે મેં મીડીયમનાં હાથ અને પગ પકડી રાખયા હતા.

બીજી વખતે એક બાઇ જેવન મારી પાસે બેઠેલાં હતાં તેવન સાથે રમત કરતો એક બચ્ચાંનો હાથ દીસયો. ત્યાર પછી તે મારી તરફ આવી મારો હાથ પસવારી થોડો વખત મારો દગલો ખેંચયો.

વારંવાર મારા તેમજ મારા મીત્રો નાં દેખતાં એક હાથ દીસતો, જે વાજુ વજાડતો હતો અને તે વખતે મીડયમનાં હાથો હુમે પકડી રાખેલા હુતા.

હાથનાં પોંહચા અને આંગલા મને હંમેશ નક્કર અને જીવતાં માણસ જેવાં લાગયા નથી. કેટલીક વખત તો વાદલા જેવું દીસતું અને તેમાંથી હાથ નીકલતો જણાતો. આવો દેખાવ સર્વ હાજર રહેલાંઓને એક સરખો દીસતો નહી. દાખલા તરીકે એક ફુલ અથવા એક નાની ચીજ જગા ઉપરથી ખસતી દીસતી, હાજર રહેલાંઓમાંથી એકને એક ઝલકાતવાલું વાદલું તે ફુલ ઉપર ભમતું દીસતું, બીજાને હાથ દીસતો, તો બીજા સર્વને માત્ર ફુલ ખસતું સીવાય કાંઇ બીજું દીસ્તું નહી. અનેકવાર મેં પહેલે એક ચીજ હાલતી જોઇ છે, ત્યાર પછી એક રોશનીવાલું વાદલું તેની ઉપર બનતું દીસતું અને છેલ્લે તે વાદલું ગુમ થઇ હાથનો આકાર પકડતું. આ છેલ્લા તબક્કા ઉપર સર્વ હાજર રહેલાઓને હાથ દીસતો. તે હાથ જીવતાં માણસ જેવો માંસવાલો લાગતો, અને આંગલાં પણ હાલતાં દીસતાં જયારે હાથને હાથ લાગતો ત્યારે તે કોઇ વખત બરફ જેવો ઠંડો લાગતો તો કોઇ વખત જીવતાં માણસના હાથ માફક ગરમ લાગતો. મારા પોતાના હાથમાં એઓમાંનાં એકનો હાથ મેં જોશમાં પકડી રાખયો હતો અને કદી છોડું નહી એવો નીશ્ચય કરયો હતો, પણ તે હાથ મારા હાથમાંથી છુટી જવાનાં કાંઇ પણ ફાંફાં મારયા વગર આસતે આસતે બાફનાં આકારમાં પીગલી ગયો.

## રૂહાંઓ પાસે કાગલ ઉપર લખાવવાનાં દાખલા.

આ વાત ખરી છે જે નીચલો બનાવ અંધારામાં બનયો હતો, પણ તેથી તેનું પરીણામ અસંતોષકારક ગણાય નહી. હું મીસ ફોકસ મીડીયમ પાસે બેઠેલો હતો અને તે ઓરડામાં મારા સીવાય મારી બાયડી અને તેવણની એક સહી હતી. પેલી મીડ-યમ મીસ ફોકસના બંને હાથ મેં મારા હાથમાં પકડયા હતા, અને તેણીના પગ મારા પગ તળે દાબેલા હતા.

એક કોરૂ કાગળ હમો આગલ ટેબલ ઉપર પડેલું હતું, અને મારા બીજા છુટા હાથમાં પેનસીલ હતી. ઓરડાનાં ઉપલા ભાગ-માંથી ઝલકતી રોશની નીચે ઉતરી, અને થોડીક સેકન્ડ વેર મારી

આસપાસ ભમયા પછી, મારા હાથમાંથી પેનસીલ લઇ કાગલ ઉપર જલદીથી લખી, પેનસીલ નાંખી દઇ, મારા ઉપર ઉડી આસતે આસતે અલોપ થઈ ગઇ.

બીજા દાખલામાં મને નીશફલતા મલી હતી. એક સારી નીશફલતા હમેશ ફતેહમંદ પ્રયોગો કરતા વધારે શીખવે છે. આ બનાવ ઉજાસમાં બનયો હતો, જે વખતે હું મારા પોતાનાં ઓરદામાં થોડાક ખાનગી મીત્રો અને મી૦ હોમ મીડયમ સાથે હતો. તે વખતે મેં ઇચ્છા જણાવી જે એક વખતે મારા એક મીત્રે પ્રયોગ વીશે મારી આગલ બયાન કરયું હતું, તેવો પ્રયોગ મને કરી બતલાવવો. તરતજ જવાબ લખાયો જે તમારી મરજીનું કરવાને કોશેશ કરીશું. એક પેનસીલ અને કાગલ તેબલ ઉપર હતું. તરતજ પેનસીલ અણી ઉપર ઉભી થઇ, અને આચકાઓ સાથ આગલ વધી કાગલ ઉપર આવીને પડી ગઇ. પાછી પેનસીલ ઉભી થઇ પણ તરતજ પડી ગઇ. ત્રીજી મરતબે પણ એમજ થયું. આમ ત્રણ વખત નીશફળતા મળયા પછી એક નાંનો લાકડાનો ટુકડો જે તેબલ ઉપર પડેલો હતો તે ખસતો ખસતો પેનસીલ પડી હતી ત્યાં આવ્યો, અને તેબલથી થોડી ઉંચાઇએ ઉભો થયો. પેલી પડેલી પેનશીલ પાછી ઉભી થઇ અને પેલા ઉભા થયલા લાકડાના તુકડા સાથે અઠડી, બંન્ને સાથે મલી કાગલ ઉપર કાંઇ લખવાની કોશેશ કરી. ત્રીજી વખતની કોશેશ પછી પેલા લાકડાનો ટુકડો પોતાની આગલી જગા ઉપર ખસીને જઇ બેઠો, અને પેનસીલ કાગળ ઉપર પડી, અને એમ લખાયું જે તમે જેમ ઇચ્છા બતલાવી તેમ કરવાની હમે કોશેશ કરી, પણ હમારી શકતી કમી થઇ ગયલી દીશે છે.

## મોઢું દેખાવાના પ્રયોગો.

આવા પ્રયોગો મેં ઘણા જુજ જોયા છે. આગલા દાખલામાં તેમજ આ વખત પણ મી૦ હોમ મીડયમ હતા. એટલામાં ઓરદાના ખુનામાંથી એક ઓળા જેવો આકાર આવ્યો અને

ઓરડામાં પડેલું વાજુ લઇ ઓરડાની આસપાસ ચાલી વજાડવા માંડયું. આ ઓળો સર્વ હાજર રહેલાઓને કેટલીક મીનીત દેખાયો હતો, અને તેજ વખતે મી૦ હોમ ઉપર પણ સર્વની નજર હતી. એક બાઇ જેવન બીજાઓથી જરા બાજુએ બેઠેલાં હતાં. તેવન તરફ લગોલગ પેલો ઓળો ગયો, જે ઉપરથી પેલી બાઇએ બુમ પાડી, અને તે ઓલો ગુમ થઇ ગયો.

## Luminous Appearances.

## ઝલકતાં નુરો

રૂહાંની રોશની (Spirit lights)–આ બોલ ચોકસ પ્રયોગો જે વારંવાર એક સારા સેનઝીટીવની હાજરીમાં અંધારા ઓરડામાં દેખાય છે તેને કહે છે. જે માણસે આ ઝલકાત જોયો નથી તેની આગલ આ બાબદનું બરાબર વરણન કરવું સહેલ નથી. કારણ કે આ રોશની આજવેર આપણી જાતજાતની રોશનીઓ વિષે જે અનુભવ ધરાવીયે છીયે તેના કરતાં તદનજ જુદી જાતની હોય છે. સર વીલીયમ ક્રુકસે આ જાતની બનાવતી રોશની કરી જોવાની તજવીજ કરી હતી પણ તેમાં તેવણ નીશફળ નીવડયા છે. આ પ્રયોગ અંધારી રાતે આગયા કીડાની હીલચાલથી જે દેખાવ થાય છે તેને મલતો આવે છે.

એક અંધારા ઓરડામાં આ આગયા કીડાઓને એક વખત ચલકતા, થોડા વખત પછી તદન બંધ થતા, કોઇ વખત એક જગાએ, તો બીજી વખતે વળી બીજી જગાએ ઝલકાત સાથ ઉડતા, એવો વીચાર કરો તો તમને આ રોશની માટે કાંઇક ખ્યાલ આવે.

આ રોશનીનું કદ વારંવાર એક મોટા આગયા કીડા જેવું હોય છે, પણ એક સારા સેનઝીતીવની હાજરીમાં તે વધારે મોટું હોય છે.

કેટલીક વખત આ ઝલકતી રોશનીમાંથી ચલકાટ સાથનો હાથ, મોઢું વગેરે દેખાવ દે છે.

## Direct Writing in contradiction to Automatic Writing.

(પેનસીલ હાથમાં ધરી શાંત થઇ બેસવું અને પેનસીલનું અને હાથનું બહારનાં રૂહાંની મદદથી ચાલી કાગલ ઉપર કાંઇ લખાવવું તે ઓટોમેટીક: અને કાગલ તેબલ ઉપર મુકવું અને તેની ઉપર પોતાની મેલે કોઇના પણ હાથની મદદ વગર લખાયા જવું તે દીરેકટ રાઇતીંગ ગણાય છે)

આ દીરેકટ રાઇતીંગ તેબલની વચ્ચે મુકાયલાં કાગલના કોરા તાવ ઉપર પોતાની મેલે લખાય છે, જે તેબલની આસપાસ કેટલાંક માણુસો તેમજ એક સેનઝીતીવ બેઠેલાં હોય છે. મને પોતાને (G. Raupert જેવણે આ બાબદ ઉપર એક નીબંધ લખયો છે) ઉજાસમાં થયલા આવા લખાણુનો અનુભવ છે, જે વેળાએ તેબલની આસપાસ બેઠેલાઓ તદન ચુપ બેસી રહેલા હતા તેમજ તેઓ ઉપર મજબુત ચોકી રાખવામાં આવી હતી. આ લખાણો લખાવાની અગાઉ, તેને માટે ઉપયોગમાં લેવાનાં કાગલોને કોઇ ચોકસ જાતની નીશાની કરી મુકવામાં આવતાં હતાં. પણ આ ભેદી લખાણુ તાળાં ચાવી લગાડેલી લખવાની તેબલમાં મુકવામાં આવેલાં કાગલમાંથી પણ મલી આવ્યાં છે.

એક ઘઉંના તનખા જેટલી પેનસીલનો કટકો કેટલીકવાર પેલા લખવા માટે મુકેલાં કાગલ સાથ રાખવામાં આવે છે, જોકે તેટલો પણ રાખવાની કાંઇ જરૂર હોતી નથી, કેમજે આ લખનાર રૂહાંનાં જણાવ્યા પ્રમાંણે ઘરમાંથી એકાદ પેનસીલ સોધી કાઢવાને તેઓથી ઘણું સહેલથી બને છે.

જ્યારે પેલી પેનસીલ નહી સમજ પડે એવી રીતે પોતાની મેલે કાગલ ઉપર હીલવા માંડે છે, ત્યારે આપણુને લાગે છે કે કોઇ અનદીથ હાથ પેલી પેનસીલ ચલાવવાની તજવીજ કરે છે, અને પેનસીલ બરાબર એક વખત હાથમાં પકડાઇ કે લખવાનું ચાલુ થાય છે. કેટલીક વખત પેનસીલ અને કાગલને કોઇ એકદમ છીનવી લેતું હોય તેમ દીસે છે, અને ઝપઝપ લખવાનો અવાજ

સંભળાય છે અને થોડીક સેકન્ડ પછી પેલી પેનસીલ અને કાગલ લખાણ સાથ તેબલ ઉપર પડે છે. આવી રીતનાં લખાંણો સેનઝીતીવની મદદ વગર પણ ઘણી વખત મેલવવામાં આવ્યાં છે.

આ ડીરેકટ રાઇટીંગમાં ઘણી અજાયબ પમાડે એવી વીગતો છે જે નીચલાં ઉપરથી જણાશે :—

(૧) લખાણ કેટલીક વખત ઘણુંજ સુંદર અક્ષરે લખાયલું હોય છે. અક્ષરો જોકે ઝીનાં હોય છે તો પણ એટલા સફાઇથી લખાયલા હોય છે જે કોઇ પણ માણસ ગમે તેટલાં લાબાં અનુભવ છતાં એવી રીતે ઝીની પેનસીલથી લખી શકે નહી.

(૨) અક્ષરો કોઇક વખત એટલા ઝીણાં હોય છે જે "મેગની ફાઇંગ ગલાસ" વગર ઉકલઇ શકાતા નથી.

(૩) કોઇ પણ કાગલ પેનસીલથી આપણ લખીયે છીએ ત્યારે તેની પછવાડેનાં પડ ઉપર લખાણ ફુટી આવેલું દીસે છે, પણ ઉપલા લખાયલાં કાગલોમાં તો તેની જરા પણ નીશાન હોતી નથી.

(૪) આખા તાવ જેટલું લખાણ જેમાં કેટલીક વખત ઘણી હુશીઆરીનાં ફકરાઓ લખાયલા હોય છે, તે માત્ર થોડીક સેકન્ડોમાંજ લખાઇ જાય છે.

(૫) કેટલીક વખત લખાણ જે છ સાત તાવ જેટલું હોય છે તે નોટ પેપરનાં આખાં પેકેટની અંદરના કાગલો ઉપર યા તો તે પેકેટનાં છેલ્લાં તાવો ઉપર લખાયલું જણાય છે.

(૬) જે લખાણ લખાયલું હોય છે તે અક્ષરો તેબલની આસપાસ બેઠેલાંઓનાં અક્ષરને મુદલજ મલતા આવતા નથી.

(૭) જે રીતે આ લખાણો લખાય છે તે ઘણી વખત અક્કલમંદ અને ઘણી હુશીયારીથી લખાયલાં જણાય છે, એટલુંજ નહી પણ પ્રયોગો જે કારણ માટે ખાસ કરવામાં આવે છે તેજ બાબદ ઉપર વીચારો જણાવવામાં આવે છે, જે ઉપરથી તેબલ આસપાસ બેસનારાઓની ખાતરી થાય છે જે આ સર્વ સ્વતંત્ર રૂહાંઓની શકતી મારફતેજ થઇ શકે છે.

આવીજ રીતે ડીરેકત પેનતીંગસ, અને ડ્રોઇંગ્સ પણ મેલવવામાં આવ્યાં છે. લંડનની સાઈકીકલ રીસર્ચ સોસાયતીનાં સેક્રેટરી મી૦ બેનેતે આ બાબદનો પોતાનો અનુભવ એક ચોપડીમાં છપાવ્યો છે. તેમાં જણાવ્યા પ્રમાણે સર્વની નજર આગલ ઉજાસમાં ચોકસ નીશાન કરી રાખેલા કાગલ ઉપર થોડા વખતની અંદરજ જાત જાતનાં પીકચરો રૂહાંઓથી પાડેલાં જોવામાં આવયાં હતાં, અને કેટલીક વખત જે રૂહે આ પીકચરો પાડયાં અને પોતાનું જે નામ જાહેર કરયું હતું, તે જીવતાં જીવત પાડેલાં પીકચરો તરીકે અને તેજ ધણીથી પાડેલાં તરીકે ઓલખવામાં આવ્યાં હતાં. (જુઓ ચીત્રો)

## Conditions essential for intercourse with Spirits.

## રૂહો સાથ વેહેવાર રાખવાની શરતો.

મી૦ જે. મોરસ જેવણ રૂહાઓનાં પ્રયોગની શોધ ખોલનો લગભગ પચીસ વરસનો અનુંભવ ધરાવે છે તેવણ રૂંહાઓ સાથ કેમ વહેવાર ચલાવાય છે તે વીશે નીચે મુજબ જણાવે છેઃ—

કેટલાકો એમજ ધારે છે જે રૂહાઓનાં પ્રયોગો માત્ર ધંધો લઇ બેઠેલા મીડીયમ મારફતેજ થઇ શકે છે. આ શરયામ ભુલ ભરેલો વીચાર છે. હજારો દાખલાઓમાં ઘણા અજાયબ જેવા પરીણાંમો ખાનગી કુટુંબોમાં કોઇ પણ મીડીયમની હાજરી વગર મેલવવામાં આવ્યા છે. જયારેબી અણદીઠ દુન્યામાં રહેનારાઓ સાથ આપણી દુન્યાનાં માણસો વહેવાર સ્થાપવાની ઇચ્છા રાખે છે, અને તેને માટે ગોલ કુડાલામાં બેસી ભેગા મલે છે તેને સ્પીરીત સરકલ કરી કહેવામાં આવે છે. આ વહેવાર જે સંખ્યાબંધ વખત પાછુને પાછું પ્રયોગો કરી તેની હસ્તી સાબેત કરવામાં આવી છે તેનો અનુભવ ચોકસ સરતો પાલવાથી કોઇને પણ મલે છે.

પહેલી—ઓરડો ભીનાસ અને સરદીવાલો હોવો નહી જોઇએ. અને તે સારી રીતે ઉજાસવાળો જોઇયે. જયારે પણ જુસતેજુ કરવા માટે સરકલ ભેગું મલે ત્યારે તે ખોલ્લા ઉજાસમાંજ મલવું.



**A " Direct " Pencil Drawing.**

એક ડીરેક્ટ પેનસીલ ડ્રાઇંગ.



**A " Direct " Oil Painting.**

એક ડીરેક્ટ ઓઈલ પેનટીંગ.

બીજી–જેઓ આ પ્રયોગો માટેની સચ્ચાઇ માટે આતુરતા રાખતા હોય, વખત, ધીરજ અને ખંત ધરાવતા હોય તેઓએજ બેસવું. આ સરકલમાં સર્વ ગ્રહસ્થોએજ બેસવું નહી પણ સાથે થોડી બાનુઓએ પણ બેસવું જેથી સારૂં પરીણામ આવે છે. આ સરકલમાં પાંચથી સાત માણસ બેસવા માટે પુરતાં છે.

ત્રીજી–એક કોઇબી સાધારણ ટેબલ લેવી અને એક ગ્રહસ્થ, તેની પાસે એક બાનું, આવી રીતે બેસી સરકલ ગોઠવવું.

ચોથી–પહેલાજ સરકલમાં અજાયબ પમાડે તેવા પ્રયોગોની રાહ જોવી નહી. બેઠા પછી બેસનાર સીવાય બીજા કોઇની હસતી ઓરડામાં છે એ જાણમાં આવે એજ પહેલું મોટું પગલું છે. પહેલ વહેલું જે જણાય છે તે એ જે તેબલ આચકા ખાતી લાગશે, અને હીલશે. તેમજ કોઇ વખત પમરાત ભરેલી પવનની લહેકી ઓરડામાં પસરશે. જેવી હીલચાલ થાય કે પેલાં અનદીઠ શકતીને કહેવું જે સવાલ પુછવામાં આવે તેનાં જવાબ હામાં હોય તો તેબલને એક આચકો આપવો. નકારમાં હોય તો બે, શકમંદ હોય તો ત્રણ. જો કોઇ બેસનારને લેખીત જવાબ જોઇએ તો તેને કાગલ પેન લઇ બેસવું અને પરીણામો માટે થોભવું. આ સરકલમાં એક કલાકથી ઓછું બેશવું નહી. અઠવાડીયામાં બે વખત ભેગા મલશો તો પુરતું થશે. યાદ રાખજો જે કેટલી વખત કેટલાક દીવસો વેર કાંઇ પ્રયોગો થતા નથી. ત્યારે સરકલનાં માણસોમાં ફેરફાર કરવું. બેશનારમાના કોઇને કોઇ બીજા બેશનાર સાથ સ્નેહ નહી હોય અથવા જેનામાં વીશવાશ ન હોય તેને બેસાડવો નહી. દરેક મીટીંગ મલતાં બને ત્યાં વેર વાજીંત્ર વજાડવું યા ટુંક બંદગી કરવી અને એક નીરમળ પાણીનો કુંજો, અને થોડા ફુળ તેબલ ઉપર ગોઠવવા.

પાંચમી–ઓરડા આસપાસ મુખ્ય કરી સીલીંગ ઉપર ધ્યાનથી જોવું. કોઇ વખત એક ચલકતો તારો ભમતો દીશે છે. અને થોડા વખતમાં દેખાતો બંધ પડે છે. પણ જોવાનું ચાલુ રાખયું તો પાછો ઝલકાત દેખાય છે. એ દેખાવાનું બેસનાર માણસની અશોઇ તેમજ

ઓરડામાં બેઠેલાઓનું બોરેહુ ઉપર આધાર રાખે છે. આ રોશની જો ઓરડો થોડો અંધારો હોય અથવા ધીમી બતી બળતી હોય તો ઠીક દીશે છે. જ્યારે પેલો ઝલકતો તારો દીશે છે ત્યારે બેસનાર તે ઉપર ટાંકીને જોશે તો તેમાંથી થોડા વખતમાં મોઢું દીશે છે. અને આખા શરીરનો આકાર નજરે પડે છે. એ વખતે બીહુવાનું કશું કારણ નથી કેમજે જો કોઇ બીહે છે તો આ રૂહાઓ ગુમ થઇ જાય છે.

## How one acquires the gift of automatic writings.

એક માણુસ ઑટૉમેતીક રાઇતીંગ લખતાં કેમ શીખે છે તે વીશે પ્રોફેસર વરનર આમ કહે છે:—

પોતાની મરજી વગર હાથ ચાલે અને કાગલ ઉપર લખાય એ પ્રયોગ કરવા માટે એક ટેબલ ઉપર પેનસીલ અને કાગલ લઇ હાથમાં પેનસીલ જાણે લખવા માટે લીધી હોય તેમ પકડી બેસવું પડે છે. થોડા વારમાં હાથ ધ્રુજવા માંડે છે, અને હાથમાં પકડેલી પેનસીલ કાગલ ઉપર ચાલવા માંડે છે, અને થોડા વખતમાં જે સવાલો બીજા માટે પુછવાનાં હોય અને ગુપચુપ મનમાં કીધા હોય યા સીલ કરેલા કવરમાં લખી મુકયા હોય તેના જવાબો લખાય છે.

કેટલાંક લોકો આ પ્રયોગમાં બીજાઓ કરતાં જલદી ફતેહ મેલવે છે. એ માટે ઓરદો શાંત હોવો જોઇએ તેમજ ધ્યાન એક ચીત હોવું જોઇએ.

વલી કેટલીક વખત પેનશીલ લઇ બેસનાર ધણીએ પુછેલા સવાલનાં જવાબમાં જાત જાતનાં પીકચરો અને આકારો કાગલ ઉપર પડે છે. જ્યારે તે એમ લખયો જાય છે ત્યારે તેને લાગે છે જે કોઇ અનદીઠ શકિત તેનો હાથ ચલાવે છે.

કેટલાક દાખલાઓમાં "ઇનડીપેન્ડંત રાઇટીંગ," (સ્વતંત્ર રીતે લખાયલું લખાણુ) એક કાગલ ઉપર જે સવાલ પુછવાનો હોય તે લખી, તેની આગલ સહી, અને પેન મુકવાથી મેલવી શકાય છે.



**Planchette.**

પ્લાનશેટ.

અને તેનો જવાબ પેલા મુકેલા કાગલ ઉપર કોઇ પણ માણસની મદદ વગર લખાયલો માલમ પડે છે; પણ અલબત તે જવાબ કોઇ પણ અનદીઠ ચીજથી લખાયલો હોવો જોઈએ, અને તે અણદીઠ શકતી કોઇ નહી પણ રૂહ હોવું જોઇએ.

## Writing by Planchette.

## પ્લાનશેટથી પુછેલા સવાલનાં જવાબ કેમ મેલવાય છે.

પ્લાનશટ એ એક લાકડાનું (heart) હ્રદયનાં આકારનું પાટયું છે, જેની બે બાજુએ પૈડાં ગોઠવેલાં હોય છે, અને ત્રીજી બાજુએ પેનશીલ મુકવા માટે આંધરૂં પાડેલું હોય છે. જે પેનશીલ ત્રીજા પૈડાની ગરજ સારે છે. (જુવો ચીત્ર) એ ઉપર બે માણસો અલગા હાથ મુકે છે. અને એ બેમાનો કોઇ યા ત્રીજો માણસ સવાલ પુછે છે. તો થોડા વખતમા પાતીયું તેની નીચે મુકેલા કાગલનાં તાવ (સફેદ કારત્રીજ કાગલ વધારે ઠીક પડે છે) તળે ચાલવા માંડે છે, અને પેનશીલથી પુછેલા સવાલનાં જવાબો લખાય છે. કેટલીક વખત એકજ માણસનાં હાથ મુંકવાથી પણ પ્લાનશટ ચાલે છે. પુછેલા સવાલનાં જવાબો તરતજ લખાતા નથી. પંહેલે તો પ્લાનશટ કાગલની ઉપર નીચે દોડી પેનશીલનાં ઘસા પાડે છે. પણ બેસનાર ધીરજ રાખે છે તો સાફ જવાબ લખાય છે. જવાબો કાંઇ હમેશાજ ખરા હોતા નથી જોકે ઘણી વખત બરાબર જે બાબદ વીશે પુછયું હોય તેનેજ લગતા ખરા જવાબો કહેવામાં આવે છે. કેટલી વખત ચોકસ માણસોનાં હાથ મુકવાથી પ્લનશાટ બીલકુલ ચાલતુંજ નથી. વલી તે કોઇ પણ ભાશામાં જવાબ લખી શકે છે, અને મનમાં પુછેલા સવાલોનો પણ જવાબ દે છે. એ સવ કેમ થાય છે તેને માટે હજી કંઇ ચોકસ જાણવામાં આવ્યું નથી પણ ઉપર લખેલું સરવે બને છે એ એક સીધ થયલી બીનાં છે.

## Spirits Photographs.

રૂહાંઓનાં ફોટોગ્રાફો લેવાય છે તે વીશે ડાકટર આલફ્રેડ રસલ વોલેસ આમ કહે છે:—

છબી લેવાનાં કાચ ઉપર, જેઓ છબી પડાવવા બેઠા હોય તેઓ સુધાં બીજાઓનાં એટલે છબી પડાવવા બેઠેલાંઓનાં મરણ પામેલાં

દોસ્તો યા સ્નેહીઓનાં પણ ચીત્રો પડેલા આજ વીસ વરસ થયાં જો વામાં આવે છે. ઘણા હુશીયાર છબી પાડનારાઓએ આ પ્રયોગો ફતે હુમંદી સાથ કરી જોયા છે અને છબીમાં પડેલા ફોટોઝો ચોકકસ મરણ પાંમેલાંઓનાંજ તરીકે વારંવાર ઓલખવામાં પણ આવ્યા છે, છતાં જયારે બહારનાં લોકોને આ વાત કહેવામાં આવે છે ત્યારે તેઓ હસી કાઢે છે. લોકો કહે જે એમાં કાંઇ દગો થાય છે. પણ જેઓ આ પ્રયોગો કરે છે તેઓ દરેક સાવચેતીનાં ઇલાજો લઇ પછીજ છબી લે છે. એક બીજા બાહોશ ફોટોગ્રાફર મી૦ તી તેલર જેવણ બ્રીટીશ જરનલ ઓફ ફોટોગ્રાફીનાં ઘણાં વરસવેર એડીતર હતા, તેવને દરેક ચોકસાઇનાં ઇલાજો લઇ ફોટો પાડયા છે. અને તેની કાચોમાં છબી પડાવનાર ઉપરાંત બીજાનાં પણ આકારો પડયા છે.

મી૦ સ્તેડે પણ આવી ફોટોગ્રાફીની બારીક અજમાયસો લીધી છે જે નીચલાં લખાણ ઉપરથી જણાશે:—

હાલ લંડનમાં એક ફોટોગ્રાફર આવ્યો છે જેને પોતાની અજાયેબી વચ્ચે પોતામાં જેઓ સબી પડાવવા આવે છે તે સીવાય બીજા અનદીઠ માણસોની છબી પાડવાની બખશેશ થયલી દેખઇ છે. તે પોતે રૂહાઓની છબી લેછે એવો દાવો કરતો નથી, પણ તેની પાસે દીવસનાં ભર ઉજાસમાં લેવાયલી પ્લેટોપર ઘણીજ સફઇથી પડેલા આકારો જોવામાં આવે છે. આ ફોટોગ્રાફર પોતામાં આવેલી આ બખશેશ માટે મગરૂર તો નથીજ પણ સાંમુ એને એક જાતની કમનસીબી સમજે છે, કારણ કે ઘણીક વખત દેવલ યા કીલ્લાની છબી લેવાની હોય છે અને તે સાથ પ્લેટ ઉપર અનદીઠ માણસોનાં આકારો પણ પડે છે, ત્યારે આખા દીવસની મહેનત બરબાદ જાય છે. આ છબી પાડનારને મેં (મી સ્તેડે) પોતાની હાજરી આગલ પોતે જે સરતો કરે તેવી રીતે, (જેવી કે પોતાનો કેમેરા પ્લેટો વાપડવી, તેમજ દરેક જાતની ચોકસઇનાં ઇલાજો લેવા દેવા) અજમાયસો લેવા દેવાની ફરમાસ કરી અને આ ફોટોગ્રાફરે એવી સરતે કબુલ રાખી છે જે મી૦ સ્તેડે પોતાની શોધખોળનું પરીણામ છપાવતી વખતે તેનું નામ તેમજ સ્તુડીયોનું ઠેકાણું જણાવવું નહી.



(Reproduced from Borderland, Vol. 2.)

**Mr. Stead and psychic figure of a lady with a wreath.**

મી૦ સ્તેડ અને મરણ પામેલી એક બાઇનું ફૂલનાં ગજરા
સાથનું રૂહનું ચિત્ર.



(Reproduced from Borderland, Vol. 2.)

**Mr. Stead and psychic figure of an unknown lady.**

મી૦ સ્ટેડ અને તેમન સાથે એક અજાણી બાઈનાં રૂહનું પડેલું ચિત્ર



(Reproduced from Borderland, Vol. 2.)

**Mr. Stead and psychic figure of Piet Botha.**

મી૦ સ્ટેડ અને મરણ પામેલા પાયત બોથાનું રૂહનું ચિત્ર.



(Reproduced from Photographing the Invisible by Mr. James Coates)

**Photograph of Mr. Barnes and psychic figure of the Empress of Austria.**

મી૦ બારન્સની છબી સાથ મરણ પામેલી આસ્ત્રીયાનાં
શહેનશાહબાનુંનું પડછું ચિત્ર.



(Reproduced from Photographing the Invisible by Mr. James Coates.)

**The photograph of Mr. A. Mackeller and his daughter.**

મી૦ મેકલર અને પોતાની ગુજરી ગયલી છોકરીની છબી.

વલી આ ફોટોગ્રાફર પોતે કલેરવોયંત પણ છે, અને તેથી છબી પાડતી વખતે કોઇ પણ રૂહ આગલ ઉભેલું હોય છે તો તરત જોઇ શકે છે (જે જોવાની શકતી બીજા રૂહાંની છબી લેનાર સરવે ફોટોગ્રાફરમાં હોતી નથી) અને તે રૂહ કઇ ઢબે સબી પડાવવા માંગે છે તેમજ તેના પોશાકનુ બયાન કરે છે, જેની છબી પાડયા પછી સરખામણી કરઇ શકાય છે. જ્યારે ઘહુરાકો પોતાની છબી પડાવવા આવે છે, અને છબી પાડતી વખતેજ કોઇ રૂહ આવી ઉભુ રહે છે. અને પ્લેટ ઉપર બનનેનાં આકારો સાથે પડે છે ત્યારે તે પ્લેટનો નાશ કરવો પડે છે, અને પેલાં ઘહુરાકને પાછી સીતીંગ આપવાની અરજ કરવામાં આવે છે, પણ તેમ કરવાનુ કારણ અલબત જણાવવામાં આવતું નથી. આ ઉપરથી જણાશે જે આ ફોટોગાફર ઠગઇ રમી પોતા માટે કાંઇ નામનાં કાઢવા ઈનતેજાર નથી.

વલી ૧૮૯૯ માં જયારે બોઅર લડાંઇ ચાલુ હતી તયારે મી૦ સ્તેડ પોતાના જુલીયાવાલા ઓરડામાં છબી પડાવવા બેઠા હતા તે વેલાએ કલેરવોયંતે કહયું જે તમારી પછવાડે એક ઝાણુની દીસતો માણુસ ઉભો છે જે પોતાનું નામ પાયત બોઠા તરીકે જણાવે છે ને તમારી સાથે છબી પ્રડાવવા દેવાની રજા માંગે છે. મી૦ સ્તેડે તેમ કરવા દેવાની હા પાડી. ફોટો પાડયા પછી એક ચોકસ બોઅર સીપાઇની છબી મી૦ સ્તેડની છબી સાથે પડેલી જોવામાં આવી. હવે આ પરાયા માણુસને કોઈ પણ લંડનમાં ઓલખી શકયો નહી. જ્યારે બોઅર લડાઇ પુરી થઇ ત્યારે જનરલ બોઠા અને દક્ષીણ આફરીકાનાં બીજા અમલદારો લંડન આવ્યા ત્યારે મી૦ સ્તેડે પેલો ફોટો બતલાવ્યો. તેઓએ તદન અજબ થઇ પુછયું જે ઉપલો માણુસ પોતાની જીંદગીમાં કોઇ પણ વખત લંડન આવ્યો નહતો, અને તેનો ફોટો કેમ આવ્યો ? મી૦ સ્તેડે સમજાવ્યું પણ તેઓએ આ છબી જેવી રીતે મેલવી હતી તેમાં માનવાને ના પાડયું. મી૦ સ્તેડે કહયું જે બીજો ખોલાસો તેવણ આપી શકતા ન હતા. એ ઉપરથી પેલા દક્ષીણ આફરીકાના અમલદારોએ કહયું જે કીમબરલીનાં ઘેરા વખતે જે પહેલો બોઅર સરદાર મારયો ગયો હતો તે આજ પાયત બોઠા હતો.

લંડનની સ્પીરીચ્યુઅલ એલાયન્સના સેક્રેતરી મી૦ વોલીસ જેવણે સ્પીરીચ્યુએલીઝમનાં લાગટ ત્રીસ વરસ વેર લખાણો તેમજ ભાશણો કરયાં છે, તેવણ મરણ પાંમેલાંઓનાં મેળવેલા ફોટોઝ માટે આમ કહે છેઃ—

મને રૂહોના ફોટોઝ લેવા બાબદનો વાર'વાર ખાતરી ભરેલા દાખલાઓ જોવાની તક મલી છે તેમાંથી માત્ર એકજ અતરે ટાંકુછું. મી૦ જોશફ કોટોરેલ નામના ગ્રહુસ્થને ઓતોમેતીક લખાણથી સંદેશો મલયો જે તેણે મી૦ પારક્સ જેવણને પોતાનાં કેમેરા મારફતે રૂહોનાં ચીત્રો મલતાં હતા ત્યાં જવું, કેમજે મી૦ કોટે-રેલની મરણ પામેલી બાયડી પોતાની છબી પડાવવા માંગતી હતી. મી૦ પાર્કસને આ બાબદ વીશેની કાંઇ પણ ખબર આપયા વગર છબી લેવા માટે એક દીવસ ઠેડવવામાં આવ્યો. જયારે તે દીવસ આવ્યો ત્યારે દહાડો ઘણો ધુમસવાલો હોવાથી મી૦ કોટોરેલને જવા ગમયું નહી, પણ મેં (મી૦ વોલીસ) તેવણને તેમ કરવાને આગ્રહ કરયો. મી૦ કોટોરેલ ગયા ને કેટલીક છબી પડાવી તે માંહેલી એક તપાસી જોતાં મી૦ કોટોરેલની બાયડીના છબી તેમાં પડેલી સાફ જણાઇ. મી૦ કોટોરેલે પોતાની ત્રણે બહેનો જેઓ જુદે જુદે ઠેકાણે રહેતી હતી તેઓ ઉપર અકેકી છબી આ છબી કેવી રીતે મેલવ-વામાં આવી હતી તે જણાવ્યા વગર મોકલી આ ત્રણે બહેનોએ છબી પોતાની માતાની તરીકે ઓળખી કાઢી, આ છબી કેમ મેલવી હતી તે માટે પુછાવ્યું. અતરે જણાવવાનું અગતનું થઇ પડશે જે મીસીસ કોટોરેલને યા તેણીની છબીને વીશે આ ફોટોગ્રાફરે કોઇ દીવસ કાંઇપણ સાંભલયું ન હતું.

પેરીસમાં પણ કાઉન્ટ બુલે જેવણ એક બાહોશ પઇસાવાલા ઉમરાવ હતા. તેવણે આ ફોટોગ્રાફીનાં પ્રયોગોની તદન ખાનગી રીતે પોતાનાં શોખ માટે વરસોવેર તપાસ લઇ ફોટો મેલવી પોતાનો અનુભવ જાહેર કરયો હતો જેથી પેરીસમાં એ બાબદ ઉપર ઘણું ધ્યાન ખેંચાયું હતું.



(Reproduced from Photographing the Invisible by Mr. James Coates.)

**Photograph of Mr. Andrew Glendinning and Mr. James Robertson, and psychic portrait of "Hafed" taken on marked plates.**

ચોક્કસ નીશાની કરેલી પ્લેટો ઉપર મી૦ એનડ્રુ ગ્લેનડીંગ અને મી૦ જે. રોબર્ટસને પોતાની છબી પડાવી તે સાથે મરણ પામેલા હાફીઝનાં રૂહનું પડેલું ચિત્ર.



(Reproduced from Photographing the Invisible by Mr. James Coates.)

**From a psychic photograph taken under best possible conditions.**

હરેક જાતની ચોકસાઇ રાખી લેવામાં આવેલા ફોટોઓમાં પડેલાં ચિત્રો.

વળી ૧૯૧૧ માં લંડનવાલા મી૰ જેમ્સ કોત્સ પી. એચ. ડી. જેવણે આવી બાબદો ઉપર અનેક પુસ્તકો રચ્યાં છે તેવણે Photographing the Invisible (અનદીઠ રૂહોના લેવામાં આવેલાં ચીત્રો) નામની એક અતી રસીલી ચોપડી, મરણ પામેલાઓની લગભગ નેવું છબી સાથ બહાર પાડી છે, જે વાંચ્યા પછી આ બીનાંની સચ્ચાઇ વીશે કશો શક રહેતો નથી.

**Opinions of Scientific men on Spiritualism. સ્પીરીત્યુએલીઝમ ઉપર સાયન્ટીફીક માણસોનાં મતો:–Professor Alfred Russel Wallace, LL. D.F. R. S.** (પ્રોફેસર આલક્રેડ રસલ વોલેસ) આ પ્રમાણે લખે છે.

જયાં સુધી સ્પીરીત્યુએલીઝમનાં ખરા બનેલા બનાવોથી મારી ખાતરી થઇ નહી ત્યાંવેર હું તદન જડવાદી વીચાર ધરાવતો હતા. આ મારા વીચારો એટલા મજબુત હતા જે આપણી સૃષ્ટિમાં Matter અને force પદાર્થ અને ગતી સીવાય, આત્માં જેવીબી કોઇ શકતી હસતી ધરાવે છે એ બીનાં મારા ધયાનમાં ઉતરી શકી નહી હતી, પણ નજરે જોયલા પ્રયોગોએ મને હવે આજેજ કીધો છે. આ પ્રયોગો ઉપરાસાપરી જોયા પછી હું ખાતરીથી કહુંછું જે સ્પીરીત સીધાંત સાયન્સને તદન અનુસરતુ છે. હું તેમજ બીજાઓ જેઓ માંને છે જે પેલી જહાનનાં માણસો ચોકસ કાયદાને અનુસરીને આપણી સાથ વહેવાર રાખે છે, તેઓએ ખાતરીથી માનવું જે થોડા વખતમાં આ બીનાંઓની સચાઇ, શોધખોળ કરનારાઓને કબુલ કરયા વગર છુટકો નથી.

**Mr. W. F. Barrett Professor of experimental Physics in the University of Ireland.**

આયરલંડની યુનીવરસીટીનાં પ્રોફેસર બેરેટ પોતાની સોધખોલનાં પરીણામમાં નીચે પ્રમાણે વીચાર દરશાવે છે:—

"મારા પોતાનાં અનુભવ ઉપરથી જે હું ભાર મેલી કહેવા માંગુંછું તે એ છે જે આ પ્રયોગો મેં જોયા છે તે ઢોંગ, ઠગાઇ, સહરા-

ગત, અને જોવા તપાસવાની કમ શકતીને લીધેથી થયા છે એમ કહેવાયજ નહી, પણ માત્ર રૂહાઓથીજ થયલા છે."

## Professor Sir Oliver Lodge.

**(From his presidential address delivered before the Society for Psychical research on Jan. 31st 1892.)**

(પ્રોફેસર સર ઓલીવર લોડજે સાઇકીકલરીસર્ચ સોસાયટીનાં (આતમાં સંબધી સોધખોળ કરનારી મંડલી) પ્રમુખ તરીકેનાં ભાશણમાં આમ બોલયા હતા:—

મરણ પછી માણસ જારી રહે છે એ બાબદના મારા વીસ વરસના એક સાયનટીફીક માણસ તરીકેનો અનુંભવ જો કોઇ જાણુવાની દરકાર કરતું હોય તો હું ખુલ્લાં અંતકરણથી તેને જણાવીશ. પહેલે ત્યારે હું કહીશ જે શરીરનાં મરણ પછી માણસ નીભી રહે છે, એ વીશે મારી ખાતરી થઇ છે. અને જોકે આ સીધાંત તદન પુરી રીતે દેખાડી શકતો નથી છતાં આ માનયતા સાયનતીફીક રીતે મેલવેલા અનુંભવ અને પુરાવાનેજ આભારી છે.

## Dr. R. Hodgson (U. S. A.)

અમેરીકાવાલા ડાકટર હોજસન આમ કહે છે:—

"મેં વરસોવેર ટેલીપથીનાં (એકનાં મનમાંથી બીજાના મનમાં વીચાર ફેંકવા તે) પ્રયોગો તપાસયા છે. તેમજ spirit(રૂહાંનાં) લગતા પ્રયોગો પણ તપાસયા છે, અને તેથી ઘણીજ ચોકસઇથી કહેવાને શકતીવાન છું જે રૂહાનો મુદ્દો તેની તપાસો લઇ પરીણામો જોયાં પછી ટેલીપથી કરતાં વધારે માનવા જોગલાગો છે."

## Mr. F. W. Meyer author of "Human personality" and president of Psychical Society of London.

મી૦ માયર લંડનની આતમાં સંબધી શોધખોળ કરનારી સોસાયતીના પ્રમુખ અને "માણુસ જાતનાં આતમાં અને શરીરનાં

સંબંધનાં" એ ગ્રથો રચયા છે, તેવન પોતાનાં લાંમબા વખતની જુસ-તેજોનાં પરિણામમાં રૂહાઓથી બનતા પ્રયોગોનો સીધાંત કબુલ રાખે છે, પણ બીજા સરવેને ખાતરી કરાવવા માટે વધારે ચોકસઇ અને સહનશીલતાથી પ્રયોગો કરવાનું ચાલુ રાખવાની ભલામણ કરે છે.

## Judge J. W. Edmonds, President of New York Senate.

ન્યુયોરક શહેરની રાજસભાના પ્રમુખ, આ પ્રમાણે પોતાના અનુભવનો હેવાલ રજુ કરે છે :—

મેં આ સ્પીરીત્યુએલીઝમમાં જે પહેલવહેલું માંથું મારયું તે માંત્ર તેમાં કાંઇ પણ ઠગઇ સમાયલી છે અને તે ઉઘાડી પાડુ. એવા વીચારથીજ હતું. પણ જુસ્તેજો કરવા પછી મને ઉલટોજ અનુ-ભવ મલયો, અને તે પણ મારે જાહેરમાં લાવવોજ જોઇએ, અને તે હું દુનયાને જણાવવા માંગુછું જેથી બીજાઓને પણ આ બાબદ ઉપર જ્ઞાન થાય, અને તેથી તેઓ વધારે સારી ચાલના થાય તેમજ સુખી થાય.

## Rev. William Keer M. A. in his recent work on Future punishment immortality, and modern Spiritualism.

રેવરંડ વીલયમ કેર એમ. એ. પોતાની ભવીશની સજા, અમરગી, અને ચાલુ જમાનાની સ્પીરીત્યુએલીઝમની ચોપડીમાં આમ લખે છે :—

સ્પીરીત્યુએલીઝમની બાબદમાં મેં લાંબો વખત ઘણુ ધ્યાન આપયું છે અને મારા જાતી અનુભવ ઉપરથી, ઘણી ખાતરી સાથ કહુંછું જે સ્પીરીત્યુએલીઝમનાં અખતરાઓ કાંઈ પણ ઠગાઇને આભારી નથી. તેઓ તદન ખરેખર બનેલા બનાવો છે. જે અજાયબ જેવા બનાવો મેં જોયા છે તે મારા પોતાનાં ખાનગી ઘરમાં થોડાક ચુંટી કાઢેલા મીત્રોની હાજરીમાં બનયા છે. અને મેં કોઇ પણ વખત એક પબલીક મીડયમને આ કામમાં રોકયો

પણ નથી, છતાં ન્યુસપેપરોમાં મીડયમની હાજરીમાં બનતા ચમ-
તકારીક બનાવો વીશે વાંચીયે છીએ તેવાજ અગતનાં ચમતકારો
મારી હજુર બનયા છે.

## What Spiritualism teaches.

સ્પીરીત્યુએલીઝમ શું શીખવે છે, એ માટે પ્રોફેસર આલ-
ફ્રેડ રસલ વોલેસ નીચે પ્રમાણે પોતાની Miracles and
Modern Spiritualism (હાલના જમાનાનું સ્પીરીત્યુએલીઝમ
અને મોજેજા) નામની ચોપડીમાં આમ જણાવે છે.

(૧) મરણ પછી માણસનો જીવ ઇથરથી બનાવેલાં શરીરમાં
ચાલુ રહે છે, અને જોકે તેને નવી શકતીઓ પ્રાપત થાય છે,
છતાં હાડમંદ દુનયામાં તે હતો ત્યારે જેવી તેની વીચાર શકતી
હતી અને કરણી કરનાર હતો તેવોજ રહે છે.

(૨) મરણ પછી તે જીવની હાલત સુખી યા દુખી થવી એ
સર્વ તેનાં ઉપરજ રહે છે; એટલે જે શરીરમાં રહી જેવી ચીજોમાં
મઝાહ માનતો હતો તેવીજ હાલતમાં પોતાને જોય છે.

(૩) જેને જીવતાં જીવત પોતાનાં મન કરતાં શરીર ઉપર
વધારે આધાર રાખી ચાલયો હોય, તેને મુવા પછી માંસ
હાડકાનું શરીર ન હોવાથી તે વગર ચાલે નહી એમ લાગે છે, અને
તેથી ધીમે પણ દુખથી પોતાનાં મનની શકતીઓ ખીલવવી પડે છે.

(૪) આ દુનયામાં કીધેલાં ખોટા કામો માટે મુવા બાદ
કોઇ શીક્ષા કરવા આદમી ઠરાવવામાં આવ્યો નથી, પણ જેવી રીતે
આ દુનયામાં કામો કરયાં હોય, તેનાં પરીણામો ભોગવવાં પડે છે.

(૫) જીવતાં જીવત ધર્મ નીતી રીતીની મનશકતી જેટલી
ખીલવી હોય ત્યાંથી આગલ વધવાની જોગવઇ કરવી પડે છે.

## How spirits converse with one another in Spirit World.

એજ ચોપડીમાં મરણ પછી જીવ એક બીજા સાથ વાત
કેમ કરે છે તે વીશે રૂહાઓ મારફતે મેલવેલો ખુલાસો આમ છે:—

જીવો એક બીજાનાં વીચાર વાંચી વહેવાર ચલાવે છે, અને જેવો આચાર વીચારમાં મલતા હોય તેઓ તદન નવીનતાઇમાં હોય છે. જેઓ એકબીજાથી ચાલચલણમાં જુદા હોય છે તેઓ એક બીજા સાથ ભેલાઇ શકતા નથી અને જુદી જુદી હાલતમાં રહે છે. ઉંચ મન શકતીના જીવો નીચલે તબકેનાં જીવો સાથે વહેવાર રાખી શકે છે, પણ નીચલા વર્ગનાં જીવોથી પોતાની મરજી પડે ત્યારે આગલ વધેલા જીવો સાથ વહેવાર રાખી શકાતો નથી. પણ સર્વ જીવોને આસતે આસ-તે આગલ વધવાનું છેજ. નીતી રીતીમાં આગલ વધેલા જીવોને જાતજાતની મઝાહ અને કુદરતી કારીગીરીનો અનુભવ મલે છે જેનો ખ્યાલ આપણુને આવે નહી. જો તમો જાણવા માંગતા હોવો કે તમારા મરણ પછી તમે કયાં ઠરીઠામ થશો, કયા કપડાનો ઝભો પેહડશો, શું શું જોશો, તો તમારી આંખ તમારાં અંતકરણ તરફ ફેરવો, અને પુછો કે બહેસ્ત તરફ જવા માટે આ ખાકી દુનયાની નીશાળમાં તમે શા કામો કરયાં છે અને તમે શું અનુભવ મેલવયો છે. આ જહાનમાં જેમ અમીર ઉમરાવનો વર્ગ છે તેમજ પેલી જહાનમાં પણ જાતજાતના વર્ગો છે પણ તે સર્વ માણસના આતમાંની લાયકાત અને ઉંચ ખવાસથી નક્કી થયલો છે.

## Occupation in the Spirit World.

મીનોઇ જહાનમાં શું કામકાજ કરવું પડે છે:—

"તમે એમ સમજો જે ખાકી દુનયામાં જીવવા માંટે કામ-કાજમાં રોકાવું પડે છે પણ પેલી જહાનમાં તેવુ કશું કરવું પડતું ન હશે તો તેમાં તમારી ભુલ છે. આ ભુલ ભરેલો વીચાર મરણ બાદ પેલી જહાનમાં દાખલ થતાંજ રૂહાંને જાણ થાય છે જે તે મીનોઇ દુનયામાં પણ કામકાજ વગર રહેવું એમાં સુખ મલતું નથી. ત્યારે સવાલ ઉભો થાય છે જે કેઇ જાતનાં કાંમકાજમાં રૂહાં-ઓને રોકાવું પડે છે. રૂહાંઓ એમ જણાવે છે જે જીવને જે કાંમ પસંદ પડતું હોય અને ચાલુ રાખી શકે તે કાંમ. જેમ કે, હજારો નાંના છોકરાંઓ આ ખાકી દુનયા ત્યાગ કરી ચાલયા જાય છે

તેઓની માવજત રાખવાની અને કેળવણી આપવાની. લખ્ખો ખાકી દુન્યા તરફ ખેંચાયલા રૂહાંઓને મદદ કરવાનું, અને પાપી જીવોને જ્ઞાન આપી રસતે પાડવાનું. એવાં અનેક કાંમો છે ને જેમ ખાકી દુનયાનાં લોકો કામકાજમાં મશગુલ છે તેમજ પેલી જહાનમાં રહેનાંરાઓ પણ રહે છે.

## Spirits Book written by Allan Kardec of France.

પેરીસવાલા એલન કારદેએ સ્પીરીત બુક (રૂહાંઓએ લખાવેલી ચોપડી) નામનું પુશતક લખયું છે. આ ચોપડીનો તરજુમો યુરોપની લગભગ સર્વ ભાશામાં થયલો છે. એલન કારદે બચપણુથીજ ઝાડપાણુની વિધ્યા તરફ શોખ ધરાવતા હતા, અને ઘણી વખત આખો દહાડો પહાડોમાં જાતજાતનાં નવા પાળાઓનાં નમુનાં સોધવામાં દીવસ ગાળતા. એવણે સ્કુલની કેલવણી માટે પણ ઘણીક બાબદાંઉપર જુદી જુદી ચોપડીઓ લખી છે જે આજ લગી ફ્રાંન્સની નીશાળોમાં ચલાવવામાં આવે છે. એવણ ઘણીક વિધ્યાને લગતી સોસાયતીનાં મેમબર હતા. ૧૮૫૦ માં જ્યારે યુરોપમાં રૂહાને લગતા પ્રયોગો પહેલ વહેલા લોકોની જાણમાં આવ્યા અને તે બાબદસર જોશભર ચકચાર ચાલતી હતી તે વખતે એલન કારદે આ દુન્યા અને પેલી જહાન વચ્ચે વહેવાર હોવાને અને આ પ્રયોગોનો મર્મ પાંમી ગયા અને પોતે જાતે જુસતેજો કરવા માંડી. આ અરસામાં એવણુનો એક મીત્ર જેને બે દીકરી હતી, તેઓ આજનાં બોલવા પ્રમાણે "મીડયમ" તરીકે જણાઇ. આ છોકરીઓ નાચકુદ કરનારી, હુશમુખી, અને પોતાની વયનાં છોકરાઓને ગમતી મઝાહમાં મોજ માનનારી હતી, અને જે સંદેશાઓ એઓ મારફતે મળતા તે સર્વ પોતાના સંજોગને લગતાજ નજીવા મળતા. પણ સર્વની અજાયબી વચ્ચે એવું માલમ પડયું જે જયારે એલન કારદે ત્યાં હાજર હોય તે વખતે આ છોકરીઓ મારફતે મલતા સંદેશાઓ ઘણા ગંભીર અને ગોહુર કરવા લાયક માલમ પડતા. આ ફેરફાર વીશે આ છોકરીઓ

મારફતે અનદીઠ રૂહાંઓને પુછતાં તેઓ તરફથી કેહવામાં આવ્યું જે આ છોકરીઓ મારફતે જે રૂહાઓ વહેવાર ચલાવતાં હતાં તેઓ કરતાં ઘણા શ્રેષ્ટ રૂહાંઓ હવે બોલતાં હતાં કેમ જે એલન કારદેક મારફતે તેઓને એક અગતનો ધારમીક પેગામ દુનીયાને પહોંચાડવાનો હતો. આવી ન ધારેલી ખબર મલવાથી તેની સચ્ચાઇની તહેકીક કરવા માટે પોતે આ દુન્યા તેમજ પેલી જહાનમાં ચાલતા કાયદા કાનુનનાં સવાલોની ટીપ લખી કાઢી આ અણદીઠ રૂહાંઓ આગલ ધરી; અને આ છોકરીઓ મારફતે તેબલ ઉપર તકોરા કરી તેમજ પ્લેનશેટ મારફતે જવાબો મેલવ્યા જે જવાબો આ નાની છોકરીઓ સમજી શકવાને યાતો જોડી કાઢવાને કેવળ અશકત હતી. આવી રીતે જયારે જવાબો મળતા ત્યારે એક દીવસે એલન કારદેકે મીસીસ કારદેકને કહયું જે આ સર્વ એક ચોપડીનાં આકારમાં છપાવી લોકની જાણમાં લાવવાની તેવણની ઘણી મરજી હતી. મીસીસ કારદેકે પણ તેમ કરવાની ખાહેશ બતલાવી. આ ઉપરથી એલન કારદેકે વલતે દીવસે પોતાનાં અણદીઠ મદદગારોને પોતાનો વીચાર જણાવ્યો. તેઓએ કહયું જે આ વીચાર મુકનાર તેઓ પોતેજ હતા, અને આ સર્વ જ્ઞાન માત્ર એલન કારદેક માટેજ આપવામાં આવયું ન હતું, પણ દુનીયાનાં લોકની જાણમાં લાવવાને લીધેજ હતું.

આ પછી ચોપડી છપાવવામાં આવી હતી, અને ફ્રાંન્સ તેમજ આખા યુરોપમાં ઘણી ઝડપે લાખો કાપી ખપી ગઇ હતી. લોકોની જાણમાં આ ચોપડી આવ્યા પછી હજારો દરેક વર્ગનાં માણસો એલન કારદેકને મલવા આવતા હતા. શેહેનશાહ ત્રીજો નેપોલીયન જે આ રૂહાંઓનાં પ્રયોગોમાં ઘણી ઉતસાહથી ભાગ લેતો હતો તે વારંવાર એલન કારદેકને પોતાનાં મહેલમાં બોલાવી આ બાબદ ઉપર વાદવિવાદ ચલાવતો હતો.

ઉપર જણાવ્યા પ્રમાણે તેમજ બીજા મીડીયમો મારફતે પણ જવાબો મેલવી આ ચોપડી લખવામાં આવી છે, જેમાંથી થોડુંક નીચે રજુ કરવામાં આવે છે:—

સ—ખોદા એટલે શું ?

જ—ખોદા એ ઉંચ પ્રકારની હોશદાર બુદ્ધિ છે—સર્વ ચીજનું પહેલું મૂળ.

સ—અપરમપારનો શું અર્થ લેવો ?

જ—જેનો શરૂઆત તેમજ છેડો નહી તે. જે સર્વ નહી જણાયલું તે.

સ—ખોદા જેવું કોઇ છે એની સાબેતી શું ?

જ—તમારી સાયન્સની શોધખોળમાં જે પોતાની મેલે માલમ પડેલી સચ્ચાઇનો સીધાંત લાગુ પાડો તે "કારણ વગર પરિણામ નહી." તમારી આસપાસ કેટલાક કાંમો જે માણુસથી થઇ શકતાં નથી તે તરફ નજર ફેંકો, અને તમારા સવાલનો જવાબ અક્કલ અને સમજ શકિત તમોને આપશે.

સ—ખોદા છે એવું આપણે માનીયે છીએ તે આપણા કેળણીના પરિણામ યા માની લીધેલા વીચારને આભારી છે ?

જ—જો એમજ હોય તો જંગલી માણુસો કાં ખોદા જેવી હસતીમાં માને છે ?

સ—સર્વ ચીજનું પહેલું કારણ એક ઉંચ શક્તિ જે સર્વ હોશદાર શક્તિથી ચઢયાતી છે એમ કહેવાનું આપણી પાસ શું કારણ છે ?

જ—તમારામાં કહેવત છે જે એક માણુસનાં કામો ઉપરથી કારીગરની પીછાણ થાય છે, તેમ તમારી આસપાસ દુનીયામાં નજર કરો અને કાંમ ઉપરથી કામ કરનારનો તોલ કરો.

સ—ખોદાની ખાસીયતો માંણુસ પીછાણી શકે કે ?

જ—નહી. તે સમજવા જેટલી શક્તિ ધરાવતો નથી.

સ—કુદરતની છુપી કરામત સમજવાને માનવી કોઇ પણ વખત શકતીવાન થશે કે ?

જ—હા, જ્યારે તેનું મગજ ખાકી તત્વથી છુટું થઇ પોતાની સંપુર્ણ અશોઇ અને લાયકાતથી ખોદાની નજદીક જતો જશે ત્યારે.

સ—ખોદા પોતે દુનીયાથી એક તદન અલાયદી હસતી ધરાવનાર છે કે કેટલાકોનાં જણાવ્યા પ્રમાણે દુન્યાની સર્વ ગતી અને અક્કલનું માત્ર પરિણામ છે?

જ—જો બીજા સવાલ પ્રમાણેનો હોય તો ખોદા "ખોદા" કહેવાય નહી. એમજ હોય તો તે પરિણામ તરીકે ગણાય, અને નહી કે ગુણ તરીકે.

સ—કેટલીક બાબદો જે માંણસ સમજી શકતો નથી તો તેને સમજણ આપવા માટે ઉંચ પ્રકારનાં સંદેશા મેલવવા દેવામાં આવે છે કે?

જ—હા, જ્યારે ખોદાને લાગે છે જે એવી સમજણો માંણસ જાતને ઉપયોગી થઇ પડશે ત્યારે.

સ—રૂહ એટલે શું?

જ—દુનીયાનું ભાન ધરાવતું તત્વ.

સ—રૂહ તેજ અક્કલ કે?

જ—બુધી એ રૂહાનો એક અગતનો ગુણ છે. પણ બન્નેનું એકમેક સાથ જોડાણ થયલું હોય છે, તેથી તમારા બોલવા પ્રમાણે તે એકજ ગણાય.

સ—પદાર્થ અને રૂહ એકમેકથી જુદું છે કે?

જ—ખચ્ચીત.

સ—આ જોડાણ રૂહને દેખાવ ધારણ કરવા માટે અગતનું છે કે?

જ—હા, તમારે માટે તે અગતનું છે કારણ કે તમે એવા સરજાયલાં નથી જેથી રૂહને પદાર્થથી છુટો થયલી હાલતમાં જોઇ શકો.

સ—રૂહાનો ખ્યાલ પદાર્થ વગર આવી શકે અથવા પદાર્થનો વીચાર રૂહાંઓ વગર આવી શકે?

જ—ખચ્ચીત, વીચાર પાત્ર ચીજ તરીકે, તેમનો ખ્યાલ આવી શકે.

સ—ત્યારે દુનીયામાં બે સામાન્ય તત્વ છે; પદાર્થ, અને રૂહ.

જ—હા, અને તેઓ બનેની ઉપર ખોદા, સૃષ્ટી રચનાર સર્વ ચીજનું મુળ છે. આ ત્રને તત્વોજ સર્વ હોશદાર ચીજોનું કારણ છે—જેને ત્રીમુર્તી કહે છે.

સ.—સૃષ્ટની જગા હદ વગરની છે કે તેની કંઇ હદ છે?

જ.—હદ વગરની. સમજો જે હદ છે તો તેની પેલી મેર શું હોય? આ વીચાર માનવીને ગુચવણમાં નાંખે છે, છતાં તમારી સમજ શક્તી કહે છે જે એમ હોઇ શકે નહી.

સ.—સૃષ્ટિને કોઇએ બનાવી છે કે ખોદા માફક અસલથીજ હતી?

જ.—ખચ્ચીત, દુન્યા પોતાને હાથેજ પેદા થયલી ન હોય, અને જો અસલથીજ તેની હસ્તી ખોદા માંફક થયલી હોય તો તે ખોદાનું કામ હોય એમ કહેવાય નહી.

સ.—ખુદાએ સૃષ્ટિ કેમ રચી?

જ.—પોતાની મરજીનાં બળે. આ મરજીના બળનો તમોને ખ્યાલ આપવા પેલો વાકય તમોને કહું છું જે ખોદાયે કહ્યું જે રોશની થા ને ઇચ્છતાંજ રોશની પ્રગટી નીકળી.

સ.—દુનીયાંઓ કેમ હસતીમાં આવી તે જણાવશો?

જ—આ બાબદ ઉપર જે કંઇ તમે શમજી શકો તેટલું કહી શકાય તે એટલુંજ કે અપાર જગામાં પંઠરઇ રહેલા અને છુટા પડી ગયલા પદાર્થને જોડી નાંખવાથી.

સ.—આવી રીતે થયલી દુનીયાને પાછી બેમાલુમ થઇ જઇ પદાર્થનાં આકારમાં અપાર જગામાં અસલ માફક છુટી થઇ પંઠરઇ જવાય?

જ—હા, જેમ દુનીયામાં વસતા માણસોને ખોદા પાછા પેદા કરે છે, તેમ તે નવી નવી દુનીયાંઓ બનાવે છે.

સ—કીયા વખતથી જાનદાર પ્રાણીઓ દુનીયાં ઉપર વસવાટ કરવા લાગા હુતા ?

જ—શરૂઆતમાં સર્વ અવ્યવસ્થામાં હતું, બધાં તત્વો એક-મેકમાં ભેલઇ ગયલાં હુતા. તેઓ આ રીતે આસતે આસતે પોતપોતાની જગામાં ગોઠવાયાં, અને ત્યારે પછી જીવદાર શકતીઓના જુદાં જુદાં વર્ગે પોતાની હાલતને અનુસારના વર્ગમાં આ દુનીયામાં જનમ લીધો.

સ—દુનીયા ઉપર જે જીવદાર ચીજો આવી તે કયાંથી આવી ?

જ—જગતમાંજ આ સર્વનાં મુળનો સમાવેશ થયો હતો, અને તેઓને ખીલવા માંટેનો લાભકારક વખત આવે તે માંટે ખોટી હતાં.

સ—દુનીયાં રચઇ તેની અગાઉ બંધારણુને અનુસરતી રીતે રચાયલા તત્વો (organic elements) કયાં હતાં ?

જ—તેઓ પ્રવાહી હાલતમાં રૂહાંઓ વચ્ચે અપાર જગામાં હતાં, અને નવી દુનીયામાં નવી જીંદગી શરૂ કરવા ખોટી હુતાં.

સ—જગતમાં ભાત ભાતની પ્રજાઓ વચ્ચે શારીરીક અને નીતીને લગતા તફાવત છે તેનું કારણ શું ?

જ—રૂતુ, જીંદગી ભોગવવાની રીતી, અને સંસારને લગતી ટેવો.

સ—શું માણુસ જાતે આ દુનીયામાં જુદી જુદી દીશાઓમાં જન્મ લીધો હતો ?

જ—હા, અને જુદે જુદે વખતે; આ માણુસ જાત વચ્ચે જે હેરફેર દીશે છે તેનું એક કારણુ છે.

સ—આ તફાવતને લીધે માણુસ જાત શું જુદા જુદા વર્ગનું (specie) ગણાવું જોઇએ ?

જ—ખચ્ચીત નહી, એ સર્વ એકજ વર્ગને લગતાં છે. શું એક જાતના ફળમાં ફરક માલમ પડે છે તેને લીધે તે ફળો જુદી જુદી જાતનાં થઇ ગયલા કહેવાય ?

સ—અપાર જગામાં જે સર્વ પૃથવીઓ સૂર્યની આસપાસ ફરે છે, તેમાં વસતી છે કે ?

જ—હા.

સ—સર્વ દુનિયાનાં પદાર્થને લગતું બંધારણ શું એકજ સરખું છે ?

જ—નહી, તેઓ બીલકુળ એક બીજાને મલતા આવતા નથી.

સ—ત્યારે જુદી જુદી પૃથ્વીઓ જે પદાર્થની બનેલી છે તે એકજ તરેહની ન હોવાથી, શું એમ સમજવું કે જે જીવ-દાર શકતીઓ ત્યાં વસે છે તેઓનું બંધારણ પણ જુદી તરેહનું હોવું જોઇએ ?

જ—બેશક, જેમ તમારી દુનીયામાં માછલીઓનું સારી-રીક બંધારણ પાણીમાં રહેવા માટે, અને પક્ષીઓનું હવામાં ઉડવા માટે સરજાયલા છે તેમ.

સ—જે દુનીયાંઓ આપણા સુરજથી સૌથી વધારે છેટે આવી છે તેઓને શું રોશની તેમજ ગરમી થોડી મલતી હશે, અને ત્યાં સૂરજ પોતે નાંના તારા જેવો દીશતો હશે ?

જ—તમે શું એમ ધારો છો કે સૂરજ સીવાય રોશની અને ગરમી માટે બીજાં સાધણો નથી ? અને તમે વીજળીનાં જોરનો તો કશો હીસાબ લેતા નથી, જે તમારી દુનયા કરતાં બીજી દુનીયાઓમાં વધારે અગતનો ભાગ બજાવે છે. એ સીવાય તમે કેમ જાણ્યું જે બીજી દુનીયાની હોશદાર શકતીઓ તમે જેમ ઇંદ્રિઓથી જુઓ છો તેઓજ વડે જોય છે.

સ—જે શકતી પદાર્થના તત્વોને બંધારણ સાથનાં (organic) તેમજ (inorganic) બંધારણ વગરનાં શરીરોને જોડે છે તે એકજ હોય છે કે ?

જ—હા, સર્વને આકર્શનનો કાયદો એકજ સરખી રીતે લાગુ પડે છે.

સ—બંધારણ સાથનાં (organic) અને બંધારણ વગરનાં (inorganic) શરીરોનાં પદાર્થો વચ્ચે કશો તફાવત છે કે ?

જ—બન્ને જાતનાં શરીરોમાં એકજ જાતનો પદાર્થ હોય છે, પણ બંધારણ સાથનાં શરીરોમાં પ્રાણીઓમાં જે જીવન શક્તિ હોય છે તેને લીધે તેઓ આ બાબદમાં જુદા પડે છે.

સ—જે જે શરીરો આપણને જણાયલાં છે તેમાંનું કોઈ પણ એકમાં જીવન શક્તિ ઉતપન કરવાની શકતી છે કે ?

જ—તેનું મૂળ સર્વવ્યાપક પ્રવાહીઓમાં છે. તેને જે ચીજને આપણે લોહચુંબીક પ્રવાહી, અથવા તો વીજલીક પ્રવાહી કહીએ છીએ તે. એ પદાર્થ અને રૂહ વચ્ચેનો સંબંધ કરનારી સાંકળ છે.

સ—બંધારણ સાથનાં પ્રાણીઓનાં મરણનું કારણ શું ?

જ—તેઓના શરીરની ઇંદ્રિઓની શકતીઓ ખપી જવાને લીધે જયારે શરીર આજારી પડે છે ત્યારે જીવ તેમાંથી નીકળી જાય છે.

સ—મરણ પછી પદાર્થ અને બંધારણ સાથનાં પ્રાણીઓમાં જીવનશક્તીનો જે નીયમ હોય છે તેઓનું મરણ પછી શું થાય છે ?

જ—પદાર્થ કોહવા માંડે છે, અને બીજા શરીરો બનાવવાને મદદગાર થઈ પડે છે, જ્યારે જીવન શકતી સર્વવ્યાપક પ્રવાહીમાં પાછી મળી જાય છે.

સ—શુ હોશયારી જીવનશકતીને આભારી છે ?

જ—નહી, કારણ કે ઝાડો જીવે છે પણ વીચાર કરી શકતા નથી. તેઓમાં માત્ર જીવનશકતી તેઓનાં બંધારણને અનુસરતી રીતે રહેલી છે. હોશીયારી અને પદાર્થ એકમેકથી તદન ન્યારાં છે. એક શરીર હોશીયારી વગર જીવતું રહી શકે જેમકે ઝાડો પણ હોશીયારી માંત્ર શારીરીક ઇંદ્રિઓ મારફતેજ પ્રગતી નીકલે છે. જીવન શકતીથી ભરપુર પદાર્થ જ્યાં લગી તે રૂહાં સાથે જોડાય નહી ત્યાં લગી તેમાં હોશયારી પ્રગતી નીકલી શકતી નથી.

સ—હોશીયારીનું મૂળ શું ?

જ—આગળ કહેવામાં આવ્યું છે તે પ્રમાંણે તેનું મૂળ સર્વ વ્યાપક હોશમાં છે.

સ.—પ્રેરણાંબુદ્ધી અને હોશીયારી એકમેકથી ન્યારાં છે ?

જ—નહી, ઝાઝો ફરક નથી, કારણ કે પ્રેરણાંબુદ્ધી એ એક જાતની ખરૂં ખોટું પારખવાની શકતી વીનાંની હોશયારી છે, જે પ્રેરણાબુદ્ધીને લીધે નીચલા વર્ગનાં પ્રાણીઓ પોતાની ગરજો પુરી પાડે છે, પણ પ્રેરણના બુદ્ધીથી કીધેલાં કાર્યો અને અક્કલ વાપડીને કીધેલાં કાર્યો સહેલથી પારખી શકાય છે. પ્રેરણાબુદ્ધી અને અક્કલ ખરો રસતો આપણને બતાવી શકે છે. પ્રેરણાં બુદ્ધી જે રીતે આપણને દોરવે છે તે હમેશાં સમજી શકાય છે, અને કોઇક વેળા તે અક્કલ કરતાં પણ વધારે સારી રીતે દોરવે છે.

સ—શા માટે અક્કલ હમેશાં ભુલ કરવા આપણને દોરવતી નથી?

જ—તે હમેશ ભુલથી નીરાળી રહે. જો ખોટી કેળવણી, મગરૂરી અને આપસ્વાર્થ સમજી તેને ખોટી રીતે દોરવતા ન હોય તો. અક્કલ કઇ ચીજ પસંદ કરવી તે બાબદમાં આપણને પુરતું છુટાપણું આપે છે; ઇચ્છા શક્તિનું છુટાપણું અક્કલને આભારી છે.

સ—શું સર્વ રૂહાંઓનો ચોક્કસ એકજ સરખો અને કાંઇ પણ ફેરફાર થઇ નહી શકે એવો આકાર હોય છે?

જ—તમારી આંખે સમજી શકો તેવો નહી; પણ હમારી નજરે જોતાં બોલીયે તો રૂહાંઓને આકાર છે, જે આકાર તમારી નજરે એક બળતું, ચમકારો, અથવા ઇથરની ચીનગારીનાં જેવો લાગે.

સ—આ બળતુ, અથવા ચીનગારીને કાંઇ રંગ હોય છે?

જ—જો તમે જોઇ શકો તો આ ચીનગારી એક ફીકકા ભૂરા રંગથી તે ચલકતા માણેક જેવું પ્રકાશીત દીશે છે. પણ આ પ્રકાશ રૂહે અશોઇમાં જેટલો વધારો કીધો હોય તેની ઉપર આધાર રહે છે.

સ—અપાર જગામાં રૂહાઓને એક જગેથી બીજી જગે જવાને કાંઇ વખત લાગે છે કે?

જ—હા, પણ તેઓની હીલચાલ, વીચારનાં જેવી ઝડપી છે. શું વીચાર એજ આતમાની હીલચાલ નથી? જેવો આતમા ચોકકસ જગા ઉપર જવાનો વીચાર કરે છે કે તરત તે પોતાને ત્યાં દેખે છે.

જે જગાનો વીચાર કરયો હોય, ત્યાંજ આતમા પણુ હોય છે. કારણુ કે જે વીચાર છે તેતો આતમાજ છે. વીચાર એતો આતમાનો એક ગુણુ છે.

સ—જયારે એક રૂહ એક જગા ઉપરથી બીજી જગા ઉપર જાય છે ત્યારે તે જે છેટો પસાર કરે છે તેની તેણે જાણુ થાય છે કે, તેમજ જે જગા ઉપર તે જવાની ઇચ્છા રાખે છે ત્યાં એકદમ પોતાને અણુજાણુપણે આવી ઉભેલો જોય છે કે ?

જ—એક રૂહ આ બેમાંની કોઇ પણુ રીતે છેટો માપી શકે છે. તેની મરજી હોય તો જે છેટામાંથી પસાર થતું હોય તે જાણી શકે, અથવા તો આ તફાવટ વીશેનો ખ્યાલ પણુ મનમાંથી કાઢી નાંખે. આ સર્વ એક રૂહની ઇચ્છા શકિત તેમજ જેટલી હદે તે અશો-ઇમાં આગલ વધયો હોય તે ઉપર આધાર રાખે છે.

સ—રૂહ પદાર્થમાંથી પસાર થવા માંગે તો તેને કંઇ અડચણુ નડે છે કે ?

જ—નહી, એક રૂહ કોઇ પણુ ચીજમાંથી પસાર થઇ શકે છે, જેવી કે હવા, જમીન, પાણી, અને આતશ.

સ—રૂહાંઓ એકકી વખતે અનેક જગાએ પોતાનાં અંશનાં ભાગલા પાડી, હાજર રહી શકે કે ?

જ—કોઇપણુ રૂહાંનાં ભાગલા થઇ શકતા નથી. પણુ દરેક રૂહ એક એવું મધ્યબીદુ છે જેમાંથી ચો તરફ તેનો અંશ ફેલઇ જાય છે અને જયારે એમ થાય છે ત્યારે એક રૂહ અનેક જગયાએ એકકી વેલાએ હોય એમ માલમ પડે છે. સુર્ય તો માત્ર એકજ છે પણુ તે છતાં તેનાં કીરણો ચો તરફ ફેલાઇ જાય છે, તેથી એમ નથી ઠરતું જે એક સુરજનાં અનેક સૂરજ થયા.

સ—સર્વ રૂહાંઓને આવી રીતે પોતાનાં અંશ ચો તરફ ફેલા-વવાની એક સરખી શકિત હોય છે ?

જ—તે બાબદમાં મોટો તફાવટ હોય છે, અને તે તેઓ જેટલી હદે અશોઇમાં આગલ વધ્યાં હોય તે ઉપર આધાર રાખે છે.

સ—જેને આપણે રૂહ કરી કહીયે છીએ તે કશામાં વીટલાયલું હોય છે કે ?

જ—રૂહ એ એવી ચીજથી વીટલાયલું છે જે તમોને માત્ર વરાળ માફક લાગે, પણ જે હુમોને તો નકકર જેવો લાગે છે, જોકે આ પદાર્થે રૂહાને વાતાવરણમાં ઉડવાને અને ગમે તેમ અપાર જગામાં ફરવાને કશી રીતે અગવડ ભરયો નથી.

સ—રૂહ કહાંથી આ અર્ધ નકકર ચીજ કે જેમાં તે વીટલાયલું હોય છે તે મેલવે છે ?

જ—દરેક પૃથવીની સર્વવ્યાપક પ્રવાહીમાંથી. એક પૃથવી ઉપરથી બીજી પૃથવી ઉપર જવા માટે જેમ તમે ઝભો બદલો છો તેમ રૂહ પણ ઢાંકણુ બદલે છે.

સ—આપણી દુનીયાં કરતા વધારે આગલ વધેલી દુનીયાના રૂહો જયારે આપણી વચ્ચે આવે છે ત્યારે તેઓને વધારે નકકર પ્રકારના ઢાકણુ ધારણુ કરવા પડે છે ?

જ—હા, તમારી દુનીયામાં દાખલ થવાને શકતીવાન થવા તેઓને તમારી દુનીયાને લગતા પદાર્થમાં વીટલાવું પડે છે.

સ—રૂહાંઓનું અર્ધ નકકર ઢાકણુ ચોકકસ આકાર ધારણુ કરે છે કે, અને આપણે તેને હાથ લગાડીને તપાસી શકીયે કે ?

જ—હા, તે કોઇ પણ આકાર ધારણ કરી શકે. આવી રીતે એક રૂહ તમોને સ્વપનામાં અથવા જાગૃત અવસથામાં પોતાને દેખાડી શકે છે, અને એક એવો આકાર ધારણ કરી શકે જેને આપણે જોઇ શકીયે અને હાથ લગાડી શકીયે.

સ—કુદરતી રીતે એક રૂહ સારૂં યા ખરાબ હોય છે યા પોતાની કોશેશોથી તે વધારે સુધરતું જાય છે ?

જ—પોતાનીજ કોશેશોથી રૂહાંઓ વધારે સારા થાય છે. એમ થવાથી તેઓ નીચલા તબકકા પરથી ઉંચ તબકકા ઉપર જાય છે.

સ—કોઇ રૂહાંઓ કુદરતી રીતેજ સારા હોય છે ને બીજાં કુદરતી રીતેજ માઠાં હોય છે?

જ—ખોદાએ સર્વ રૂહાંઓને નીરદોશ અને જ્ઞાન વગરની હાલતમાં પેદા કરયાં છે. તેઓ દરેકને ખોદાએ એક પેગામ આપ્યો છે જે સચ્ચાઇ તરફ પોતાને દોરવી જ્ઞાન મેલવી તેની નજદીક જવું. રૂહાઓ ખોદાએ પોતા ઉપર મુકેલી મુસીબતો માંથી પસાર થઇ જ્ઞાન મેલવે છે. કેટલાંકો ધીરજથી આ કશોટી માંથી પસાર થઇ તેની નજદીક જલદી જાય છે; બીજા બબડાત કરી પોતાનીજ કસુરથી સર્વ પ્રકારની શકતી અને ઉંચમાં ઉંચ સુખથી પોતાને દુર રાખે છે.

સ—શું કોઇબી રૂહ હમેશ નીચલા તબકકામાંજ પડી રહે છે?

જ—નહી, સર્વ સંપૂર્ણ હાલતે પુગે છે. તેઓ સર્વ વખતનાં વહેવા સાથ બદલાય છે, પછી સુધરવાનો વખત ગમે તેટલો લાંબો હોય; કારણકે એક માયાલુ અને ઇનસાફી બાપ પોતાનાં બચ્ચાંને હમેશનાં દોજખમાં પડી રહેવા દે નહી.

સ—શું સર્વ રૂહાંઓને સારા માર્ગ ઉપર આવવા માટે ખરાબ માર્ગમાંથી પસાર થવુંજ જોઇએ?

જ—નહી, ખરાબ માર્ગમાંથી નહી, પણ અજ્ઞાનતાને રસ્તેથી.

સ—કેટલાંક રૂહાંઓ સારે માર્ગે ગયાં છે અને બીજાંઓ ખોટે મારગે દોરવાયાં છે તેનું કારણ શું?

જ—શું તેઓને આ બાબદમાં પુરેપુરી મરજીનું છુટાપણું નથી? જેઓ ખોટે મારગે જાય છે તેઓ તેમ પોતાની મરજીથી કરે છે. આમાં ખોદાનું ડહાપણ જોવામાં આવે છે કેમ જે એ મરજીનાં છુટાપણાને લીધે દરેક રૂહને પોતાનાં કાર્યનાં પ્રમાણમાંજ બદલો મલે છે.

સ—જેઓને આપણે ચઢ ઉતર દરજાજાનાં ફરેસતાઓ કહીએ છીએ તેઓ શું બીજા રૂહાઓ કરતાં તદન જુદાજ વર્ગનાં કુદરતમાં રચાયલાં હોય છે?

જ—નહી તેઓ તો રૂહાંઓજ છે, જેઓ પોતાને દરેક ખામીઓમાંથી પસાર કરી અશોઇ સંપાદન કરી ઘણા આગળ વધયાં છે.

સ—સેતાન જેવું કાંઇ છે કે?

જ—સેતાન જેવું હોય તો તેઓ તમારી તેમજ તમારી જેવી નીચલા તબક્કાની દુનીયામાં મળી આવે છે. તેઓ ઢોંગી પુરૂષો છે જેઓ એક ઇનસાફી ખોદાને ઘાતકી તરીકે ચીતારે છે અને તેને નામે ખોટાં કામો કરી તેને તે પસંદ છે એમ જાહેર કરે છે.

સ—રૂહાંઓ આ દુનીયામાં અવતરી શરીર ધારણ કરે તેનું શું કારણ?

જ—સંપૂર્ણતા મેલવવાની એક રીત તરીકે ખોદાએ આ એક ફરજ નાંખી છે. કેટલાંક માટે તે પોતાનાં પાપો ધોઇ નાંખવા માટે છે, બીજાઓને પેગામ લાવી માણસ જાતની સેવા બજાવવા માટે છે. સંપૂર્ણતા મેલવવા માટે શરીરમાં રહી દરેક કસોટીમાંથી પસાર થવું અગતનું છે. પાપ ધોઇ નાંખવાથી જે અનુભવ મલે છે તેમાંજ આ દુનીયામાં જન્મ લેવાની અગતયતા સમાયેલી છે. શરીર ધારણ કરવાની વળી એક બીજી મતલબ છે, અને તે એક રૂહને સૃષ્ટીનાં કાર્યમાં પોતાનો ભાગ બજાવવાની સગવડ મળે.

સ—આતમાં વગર શરીર જીવી શકે?

જ—હા, પણ જયારે શરીર મરણ પાંમે છે ત્યારે આતમાં તેને છોડી જાય છે. જન્મ અગાઉ શરીર અને આતમાં વચ્ચેનો સંબંધ સંપૂર્ણ નથી હોતો, પણ જયારે એ સંબંધ પુરેપુરો અમલમાં આવે છે ત્યાર પછી ફક્કત જયારે શરીર મરણ પામે ત્યારેજ આતમાં અને શરીરનો સંબંધ છુટો પડે છે, અને તેથી કરી આતમાં શરીરમાંથી બહાર નીકલી જાય છે. એક શરીર કે જેમાં બંધા-

રણને અનુસરતી (organic) જીંદગી હોય તો તે જીવતું થઇ શકે પણ જે શરીરમાં બંધારણને અનુસરતી રીતે જીવ જેવું કશું હોતું નથી તેમાં આતમા વાસો કરી શકતો નથી.

સ—શરીરમાં આતમાં ન હોય તો તેનું શું થાય?

જ—હોશીયારી વગરનો માંસનો લોચો, પછી તેને ગમે તે નાંમ આપો, પણ તેને માણસનું નામ તો અપાયજ નહી.

સ—મરણ વેળાએ આતમાનું શું થાય છે?

જ—તે પાછુ રૂહ થાય છે. એટલે જે તે પાછું રૂહાંને લગતી દુનીયા જે તેને થોડા વખત માટે ત્યાગ કરી હતી ત્યાં પાછું જાય છે.

સ—મરણ પછી આતમાં પોતાનું એકત્વ (individuality) જાળવી શકે છે કે?

જ—હા, જો આતમાં પોતાનું એકત્વ જાળવી ન શકતો હોય તો તેને શા નામથી ઓળખી શકાય?

સ—આતમાં મરણ બાદ પોતા સાથ આ દુનીયામાં જીંદગી પસાર કીધી તેને લગતી કંઇ પણ ચીજ લઇ જાય છે કે?

જ—કંઇ નહી, પણ આ દુનીયાની જીંદગીને લગતી યાદ, અને વધારે સારી દુનીયામાં જવાની ઇચ્છા. આ યાદ જે પોતે દુનીયાં છોડી જાય છે, તેમાં રહી જેવી રીતે જીંદગીનો ઉપયોગ કીધો હોય તેનાં કડવાં યા મીઠાં પરિણામ તરીકે પોતે પોતા સાથ લઇ જાય છે.

સ—મરણ પછી આતમાં પોતાનું એકત્વ જાળવી રાખે છે એની સાબેતી શું?

જ—રૂહાંઓ તરફથી તમોને જે પેગામો મળે છે તે તેની શું સાબેતી નથી? જો તમો આંખ બંધ કરી ફરતા ન હોવો, તો તમે જોઇ શકો, તમો કાન ઉંગાડા રાખો તો સાંભળી શકો; કારણ કે વારંવાર એક અવાજ તમે સાંભળોછો જે બતાવે છે જે તમારા વતરોગે કોઇ બહારની ચીજની હૈયાતી દેખાડે છે.

સ—શરીરમાંથી આતમાનું છુટ્ટુ પડતી વખતે કાંઇ દુખ જેવી લાગણી થાય છે?

જ—નહી, મરણુની ઘડીનાં કરતાં જીવતી અવસ્થામાં શરીરને વધારે સહન કરવું પડે છે કારણુ કે મરણુની ઘડીએ આત્મા ઘણોખરો બેભાન હાલતમાં પડયો રહે છે. ઘણીક વખત મરણુને ટાંકણે જે લાગણીઓ થાય છે તે રૂહાંઓને સુખનું સાધણુ થઇ પડે છે; કારણુ કે આતમાં શરીરથી જયારે છુટો પડે છે, ત્યારે તેને એમ માલમ પડે છે કે જે દુનીયા છોડીને અહીં આવવું પડયું હતું તે દુનીયામાં તેને હવે પાછું જવાનું મલશે.

સ—મીનોઇ જહાનમાં જયારે આતમાં જાગૃત થાય છે ત્યારે તેને કેવું લાગે છે?

જ—તે સંજોગો ઉપર આધાર રાખે છે. જેણે બુરઇને ખાતરજ બુરૂં કરયું હોય તે પોતાનાં કરતુકોને લીધે શરમથી નીચું જોય છે. ભલાં કાંમો કરનારા રૂહાઓને પોતા ઉપરથી કાંઇ મોટો બોજો ઉંચકઇ ગયો હોય તેમ લાગે છે, કારણુ કે તેને કોઇ પણુ ઘણીજ તીક્ષણુ નજરથી જોય તેની તેને જરા પણુ ફીકર હોતી નથી.

સ—મરણુ પામેલું રૂહ તરતજ આ દુનીયામાં વસવાત કરી ગયલાંઓ અને જેઓ તેની અગાઉ મરણુ પામયાં હતાં, તેઓને જઇ મલે છે?

જ—હા, જેમ તેઓને તેની તરફનો ચાહ, અને તેનો તેઓ તરફનો ચાહ થોડો યા ઘણો હોય તે પ્રમાણે ઘણા વખત પછી યા થોડા વખત પછી તેઓનો એકમેક સાથ મેલાપ થાય છે. તેઓ વારંવાર મીનોઇ દુનીયામાં રૂહનું પાછું ફરવું થાય છે તયારે તેને લેવા આવે છે, અને નીચલી દુનીયાનાં ખેંચાણુની જાળમાંથી છુટકો કરવામાં મદદ કરે છે.

સ—શું આતમાં જેવો શરીરમાંથી છુટો થાય છે તેવો તરતજ પોતે પોતાના ભાન સાથે મીનોઇ દુનીયામાં રહે છે એમ તેને માલમ પડે છે?

જ—તરતજ નહી. થોડો વખત તે અકળામણુમાં હોય છે, જેથી તેની સમજ શકતી કાંમ કરી શકતી નથી.

સ—શું સર્વ આતમાંઓ શરીરોથી છુટા થવા પછી એવીજ રીતે અને એકજ સરખા વખત સુધી અકળામણુમાં હોય છે?

જ—નહી, આ તેઓ જેટલા પ્રમાણુમા આગલ વધયા હોય તે ઉપર તેનો સર્વ આધાર રહે છે.

સ—એક આતમાં પોતાની શારીરીક જીંદગીમાં સંપૂર્ણ તાને પહોંચ્યો ન હોય તે કેવી રીતે પોતાનું અશોઇમાં આગલ વધ વાનું કામ પુરૂં કરી શકે?

જ—એક નવી જન્મની કશોટીમાંથી પસાર થઇને.

સ—શું ત્યારે આતમાને ઘણુાએક જન્મો લેવા પડે છે?

જ—હા, આપણુ સર્વને આવા ઘણુાએક જન્મમાંથી પસાર થવું પડે છે.

સ—પૂનર્જન્મ લેવાની મતલબ શું?

જ—પાપ ધોઇ છુટકો મેલવવા માટે, માણુસ જાતને આગલ વધારવાનાં ઉપાયને વાસતે. આ પ્રમાણે ન હોય તો ઇનસાફ જેવું શું રહે?

સ—આવી રીતે જન્મોની સંખયાની કાંઇ હદ હોય છે, કે એક રૂહ હમેશગીવેર અવતાર ધારણુ કરયાજ કરે?

જ—દરેક નવે જન્મે એક રૂહ સુધરવામાં એક પગલું આગલ વધે છે, જ્યારે તે સર્વ અપવીત્રતા તજી દે છે ત્યારે તેને હાડમંદ દુનીયામાં આવવાની જરૂર રહેતી નથી.

સ—સર્વ રૂહાંઓ માટે જન્મોની સંખયા એકજ સરખી શું હોય છે?

જ—નહી, જે રૂહ વધારે જલદીથી આગલ વધે છે તે પોતાને ઘણી મુસીબતોમાંથી બચાવે છે, તે છતાં આ અવતારો હમેશ ઘણુા લેવા પડે છે કેમજે રૂહાંઓને સુધારવાને હમેશ ઘણો વીલંબ લાગે છે.

સ—પૂનર્જન્મની માન્યતાનો આધાર શું છે?

જ—ખોદાનો ઇનસાફ અને ઇશ્વર વાણી (revelation) કારણકે આગલ કહયું તેમ એક દયાળુ બાપ પોતાનાં ભુલેલા બચ્ચા માટે પસતાવો કરવાનો રસતો હમેશ ખુલ્લો રાખે છે.

સ—શું આપણને જુદા જુદા અવતારો ભોગવવા આજ દુનીયામાં આવવું પડે છે?

જ—સર્વ અવતારો માટે નહી, કારણકે જુદી જુદી દુનીયાંઓમાં પણ અવતારો લેવા પડે છે.

સ—એક પવીત્ર માણસનો આતમાં નવા અવતારમાં લુચ્ચા માણસનુ શરીર ધારણ કરી શકે કે?

જ—નહી, કારણકે એક આગલ વધેલું રૂહ પાછું નીચલે તબક્કે જઇ શકતું નથી.

સ—એક છોકરૂં જે બચપણમાં મરણ પામે તેનો આતમાં એક મોટી ઉમરનાં માંણસ જેટલો આગલ વધેલો હોઇ શકે કે?

જ—કેટલીક વખત તે ઘણો આગલ વધેલો હોય છે, કારણકે તેણે આગલા ભવમાં વધારે લાંબી જીંદગી ભોગવી હોય અને વધારે જ્ઞાન સંપાદન કરયું હોય.

સ—ત્યારે એક બચ્ચાનું રૂહ પોતીકા બાપ કરતાં જ્ઞાનમાં વધારે આગલ વધેલું પણ હોઇ શકે?

જ—આમ ઘણીવાર બને છે. શું તમોને દુનીયામાં આવી સરસાઈનાં દાખલાઓ વારંવાર નજરે પડતા નથી?

સ—બચપણમાં વારંવાર બચ્ચાંઓની જીંદગી ખતમ થાય છે તેનું કારણ શું?

સ—એક બચાંની ટુંક જીંદગીનું કારણ એમ હોઇ શકે કે ચાલુ અવતારમાં તેણે આગલા અવતારનાં નીરમાણ કીધેલાં વરસોમાંથી જેટલાં વરસો અધુરાં રહી ગયેલાં હોય તેટલાં ભરપઇ કરી આપવાં જોઇએ, અને વળી એક બચ્ચાંની ટુંક જીંદગી તેનાં મા

બાપ ઉપર જે મુસીબત લાવે છે તે તેઓના ગુનાંહ ધોઇ નાખવામાં મદદગાર થઇ પડે છે.

સ—બચપણમાં એક છોકરૂં મરણ પામે છે તેનાં રૂહનુ શું થાય છે?

જ—તે નવી જીંદગી શરૂ કરે છે.

સ—એક રૂહ જેણે આ દુનીયામાં એક મરદનું શરીર ધારણ કરયું હોય તેજ બીજી વખતે એક ઓરતનું શરીર ધારણ કરે કે, તેમજ તેથી ઉલટું પણ થઇ શકે કે?

જ—હા, એકજ રૂહ મરદ અને ઓરતના શરીરો ધારણ કરી શકે.

લ—જયારે એક રૂહ જે આ દુનીયામાં મોટો ગણાતો હતો તે પોતાનાં મરણ પછી મીનોઇ દુનીયામાં પોતાને નીચી હાલતમાં જોય છે ત્યારે આ ફેરફારથી પોતાને નીચો પડેલો જોઇ દુખી થાય છે કે?

જ—હા, વારંવાર પોતાને ઘણી શરમીંદીમાં જોય છે, અફસુસ કરીને જો પોતે હાડમંદ દુનીયામાં મગરૂરી અને અદેખઇ બતલાવી હોય તો.

સ—રૂહાઓ એક બીજાથી પોતાના વીચારો છુપાવી શકે કે, તેમજ પોતાને એક બીજા જોય નહી તેવી હાલતમાં મુંકી શકે કે?

જ—નહી તેઓ વચ્ચે તો સઘળું ખુલ્લું હોય છે, અને જેઓ સંપૂર્ણતાને પહોંચ્યા હોય તેઓ આગલ તો કશું છુપું રહી શકતું નથી. તેઓ એક બીજાથી જુદા રહી શકે, પણ એક બીજાને હમેશ ગમે ત્યારે જોઇ શકે.

સ—ફાંની દુનીયાંમા રહી ગયલાં રૂહાંઓ એક બીજાને શું ઓળખી શકે કે? દીકરો પોતાનાં બાપને અને દોસ્ત પોતાનાં મીત્રને?

જ—હા, અને તેબી પેઢી દર પેઢી સુધી.

સ—એક રૂહ મીનોઇ જહાનમાં દાખલ થાય છે ત્યારે તેને કેવો આદરસતકાર મળે છે?

જ—એક વહાલો ભાઇ જેની આવવાની રાહ લાંબો વખત સુધી જોવામાં આવતી હોય તેવા પ્યાર સમેત એક અશો રૂહને આવકાર મળે છે, જ્યારે એક દુષ્ટ રૂહ તરફ તુચ્છકાર સાથ જોવામાં આવે છે.

સ—જયારે આપણે આ હાડમંદ દુનીયાં છોડી જઇએ છીએ ત્યારે આપણા મરણ પામેલાં મીત્રો અને સગાંઓ આપણને લેવા આવે છે કે?

જ—હા, જે આતમાઓને તેઓ ચાહે છે તેઓને ભેટવા આવે છે. આવી રીતે મલવા દેવાનો હક માત્ર અશો રૂહાંઓનેજ મહેરબાની દાખલ આપવામાં આવે છે, જયારે પાપી રૂહાઓ પોતાને એકલાં અતુલાં જોય છે.

સ—જેઓને આ દુનીયામાં તેઓ હતા ત્યારે આપણે દુખ દીધું હોય, તેઓ આપણા રૂહ તરફ કેવી લાગણીથી જોશે?

જ—જો તેઓ ભલાં હોય તો તમે પસતાવો કરો તો માફ કરે છે, જો તેઓ બૂરાં હોય તો તમો તરફ ખફગી રાખે છે, અને બીજે જન્મે પણ પોતાનો ગુસ્સો તમો ઉપર ખાલી કરે છે. એક જાતની શીક્ષા તરીકે ખોદા પણ કેટલી વખતે આમ થવા દે છે.

સ—એક રૂહ જેણે પોતાનું શરીર તરતનુંજ છોડયું હોય તે પોતાનાં સબ તરફ કેવી નજરથી જોય છે?

જ—એક અગવડ ભરેલા પોશાક તરીકે જેણે આજવેર તેને આગલ વધવામાં અટકાવ નાંખયો હતો, અને જેમાંથી હવે તેનો છુટકો થયો છે.

સ—પોતાનાં સબને કોહતું જોવાથી તેનાં દીલમાં કેવી લાગણી થાય છે?

જ—તે માટે ઘણુંખરૂં બેદરકાર રહે છે.

સ—રૂહાંઓ આ દુનીયામાં હતાં ત્યારે જેઓને તેઓ ચહાતાં હતાં તેઓની યાદ કરવાથી રૂહાઓનાં દીલમાં કશી લાગણી પેદા થાય છે કે?

જ—તમો ધારોછો તે કરતાં ઘણી. જો રૂહાંઓ બીનોઇ જહાનમાં સૂખી હોય છે તો હાડમંદ દુનીયામાં મીત્રો યાદ કરે છે જાણી વધારે સુખી થાય છે, અને જો તેઓ દુખી હોય છે તો સધયારો મેળવે છે.

સ—રૂહાંઓ પોતાની પાયદસ્તની ક્રીયા જોય છે?

જ—રૂહાંઓ વારંવાર પોતાની મરણ ક્રીયા પોતે જોય છે, પણ ઘણી વખત શું થાય છે તે તેઓ સમજી શકતા નથી, કારણ કે મરણ પછી જે મુજવણમાં રૂહાંઓ ઘણુ કરી પડે છે તે હાલતમાં તેઓ હજી સુધી હોય છે.

સ—પોતાનાં વારસોની સભા મળે છે ત્યારે રૂહાંઓ પોતે ત્યાં હાજર હોય છે કે?

જ—ઘણું ખરૂં હમેશ ખોદાએ રૂહાંઓનાં પોતાનાં જ્ઞાન માટે આમ થવા દેવાનું સરજેલું છે, વળી તેમજ આથી સ્વાર્થની શીક્ષા પણ થાય છે.

સ—બીનોઇ દુનીયામાં આપણી અગાઉ ગયલા સગાં અને મીત્રોને આ દુનીયામાં વસનારાં સ્નેહીઓ માટે કાંઈ લાગણી હોય છે કે?

જ—બેશક, અને તેઓ વારંવાર પોતાની શકતી પ્રમાણે તમારી આફતમાંથી તમોને બચાવે છે.

સ—આપણે તેઓ માટે યાદ બતાવીયે છીએ તે તેઓને ખબર હોઇ શકે?

જ—બચ્ચીત પણ જેઓ તેઓને યાદ કરતાં નથી તેઓને તેઓ પણ વીસરી જાય છે.

સ— જાત જાતનાં દુર્ગુણો આ દુનીયામાં છે તેમાંથી કયે સર્વના મૂળ તરીકે ગણઇ શકાય?

જ—સ્વાર્થ, કારણકે આ આપ મતલબમાંથીજ સર્વ દુર્ગુણો નીકળે છે. બીજી બદીઓનો અભયાસ કરો અને તમોને માલમ પડશે જે સર્વનું મૂળ કારણ આ આપસ્વાર્થમાં છે. સ્વાર્થ ઇનસાફ પ્યાર, અને સખાવતની આડે આવે છે, અને દરેક સારા ગુણને રદ કરે છે.

સ—આ દુનીયામાં વારંવાર ભલાઓ ઉપર બુરા માણસો ફાવી જાય છે તેનું કારણ શું ?

જ—એ ભલાં માણસોની નબલઇને લીધે થાય છે. બુરાઓ કાવાદાવા કરનારા અને નફટ હોય છે, જયારે ભલાઓ બીકણ હોય છે. જયારે ભલાં માણસો બુરાઓ સાથ મજબુત મનથી વરતશે ત્યારે તેઓ બુરાઓને ફાવવા દેશે નહી.

સ—નગુણાપણાને લીધે અને દુનીયઇ મહોબતના તકલીદી-પણાને લીધે જે નીરાશીઓ માણસને મળે છે તેથી શું માણસ જાતનાં હૈયાંપર ફટકો નથી પડતો ?

જ—હા, પણ હમે નગુણા અને નીમકહરામ મીત્રોને દયાથી જોવાને વીણવીએ છીએ. તેઓની બેકદર ચાલથી તમારા કરતાં તેઓને વધારે સોસવુ પડશે. નગુણાપણુ સ્વાર્થને આભારી છે, અને જે માણસ મતલબચો છે તેને કોઇ પણ દીવસે પોતાનાં જેવાજ સખ્ત માણસ સાથ કામ લેવું પડશે.

સ—નગુણાપણાથી મલતી નીરાશીઓને લીધે માણસ જાતનું હૈયું કઠણ અને લાગણી વીણાનું થવાને શું કારણ મલતું નથી ?

જ—એમ કરવા દેવું એ ખોટું કરેલું કહેવાય; કારણકે એક મોટા દીલનો માણસ હમેશ સારૂં કરવામાં મઝાહ લે છે. તે જાણે છે જે જેની ઉપર તેણે મહેરબાની દેખાડી હોય તે જો આ દુનીયામાં તેની માયા ભરેલી વર્તણુક ભુલી જશે તો ભવીશયની દુનીયામાંતો તેને યાદ કરશેજ, અને તે વખતે પોતાની ના કદરને લીધે શરમઇ નીચું જોવું પડશે. આવાં માણસો તરફ તમારે દયાની લાગણીથી જોવું જોઇએ, કારણકે આ માટે તેઓ ઉપર ભારી દુખ તેઓનાં

કમનાં ફળ તરીકે આવી ચઢશે, પણ તે માણુસની તમારી તરફ આવી ના લાયક ચાલથી તમોએ દુખી થવાનું કાંઇ કારણ નથી.

સ—પોતાનાં હાથે પોતાની જીંદગી ખતમ કરવાને માણુસને હુક છે ?

જ—નહી, તે હુક તો માત્ર ખોદાનેજ છે. જે માણુસ આપઘાત કરે છે તે પોતે જાણી જોઇ ખોદાનો હોકમ જેથી તે દુનીયામાં આવ્યો હતો તેનો અનાદર કરે છે.

સ—જેઓ જીંદગીથી કંટલઇ જવાથી આપઘાત કરે છે તેઓ માટે શું વીચાર બાંધવો ?

જ—આ મુરખાઓએ કોઇ ઉપયોગી કામ કરવામાં કાં નહી પોતાને રોકયા ? જો એમ કરયું હતે તો જીંદગી કંટાળા ભરેલી લાગતે નહી.

સ—જેઓ આ દુનીયાની અનેક નીરાશીઓ અને સખ્તી-માંથી છટકી જવાના ઉપાય તરીકે આપઘાત કરે છે તેઓ માટે શું વીચારવું ?

જ—તેઓ નબલાં માણુસો છે જેઓ આ જીંદગીનાં નજીવાં દુખો સહુન કરવાને હીમત ધરાવતા નથી. જેઓ હીમત રાખી સોસે છે તેઓને ખોદા મદદ કરે છે, પણ જેઓમાં જોર તેમજ હીમત નથી તેઓ તેની મદદ મેળવી શકતા નથી. મુસીબતો એ એક કશોટી અને પાપ ધોઇ નાંખવાનો એક ઇલાજ છે, અને જેઓ સબુરીથી આ સર્વ ખમે છે તેઓને ઘણો ઉમદા બદલો મળશે.

સ—જેને લીધે એક દુખી માણુસ નીરાશ થઇ પોતાની જીંદ-ગીનો છેડો લાવે છે, તેને તેનાં કરતુક માટે જવાબ દેવો પડશે કે ?

જ—હા, અને તેઓને બહુ ભારી સજા ભોગવવી પડશે, અને ખુન કરવાથી જે પરિણામો ભોગવવા પડે છે તેવાજ પરિણામો તેઓ નેબી ખમવા પડશે.

સ—કાંઇ ખોટું કામ કરયું હોય અને તેની નામોશીમાંથી છટકી જવા માટે આપઘાત કરયો હોય, તે એક માણુસ નીરાશીને લીધે જીવ આપે છે તેટલુંજ ઠપકા પાત્ર છે ?

જ—આપઘાત કરવાથી એક ગુનાહ કીધેલો કહેવાય. જેનાંમાં એક ખોટું કામ કરવાની હીમત છે તેને તો તેનાં પરિણામો પણ ભોગવવાની હીમત જોઇએ.

સ—જે માણસ એક વધારે સુખી જીંદગીમાં આવવાની આશામાં આપઘાત કરે છે તેને વીશે શું વીચારવું ?

જ—એક બીજી મુરખાઇ. માણસે ભલાઇના કામો કરવા અને ભવીશયની દુનીયામાં સુખી જીંદગી ભોગવવા માટે ખાતરી રાખવી. આપઘાતથી તો સુખી જીંદગી મેળવવામાં ખલલ પડે છે, કારણ કે એણે પોતાની જીંદગીની દોરી એક ભુલ ભરેલા વીચારથી, પુરી થવા આગમજ તોડી નાંખી છે, અને તેને લીધે તે ભરપઇ કરવા માટે દુનીયામાં પાછો અવતાર લેવા પોતેજ નવો જન્મ માંગશે.

સ—મુવા પછી કશુંબી હોય નહી એવા વીચાર સાંમે માંણસ જાત ખુદરતી રીતે કાં અભાવ બતલાવે છે ?

જ—કારણકે મુવા પછી કશીબી ચીજ હોય નહી, એ વાત તદ્દન ખોટી છે.

સ—ભવીશયની જીંદગી છે એવો ખુદરતી વીચાર માણસનાં મનમાં કયાંથી ઉતપન થયો છે ?

જ—દુનીયામાં અવતાર લેવા આગમજ પોતે રૂહ હતો, અને તેવી જીંદગી ભોગવી હતી, તેનાં જ્ઞાન ઉપરથી, તેનો આતમા જયારે મીનોઇ જહાનમા હતો તેની થોડી યાદ આ જીંદગીમાં પણ તેને હોય છે તે ઉપરથી.

સ—ખરાબ કર્મનો પસતાવો રૂહને જયારે તેણે શરીરમાં વાસો કીધેલો હોય છે ત્યારે થાય છે, કે મરણ પછી મીનોઇ જહાનમાં જાય છે ત્યારે ?

જ—મીનોઇ જહાનમાં જાય છે ત્યારે, પણ જો આ દુનીયામાંજ ખરાબ અને સારા વચ્ચેનો ફરક ખુલ્લી રીતે રૂહ સમજવા માંડે છે તો સારીરીક અવસથામાં પણ પસ્તાવો થઇ શકે.

સ——આ દુનીયામાં શું એવાં પણ માણસો નથી જેઓની ખાસીયતમાં બુરઈજ કરવાનો ગુણ હોય છે, અને જેઓ પસતાવો કરવાનો ખ્યાલ વતીક મનમાં લાવતા નથી ?

જ——હમે તમોને કહયું છે જે કોઇબી રીતે રૂહાને આગળ વધવાનું છેજ, અને તે માટે તેને વારંવાર જન્મ લેવો પડે છે.

સ——જે હથીલું રૂહ પોતાના જીવતાં જીવત પોતાની કસુરો જોઇ શકયું નથી તે મરણ પછી હમેશ જોઇ શકેકે ?

જ——હા, મરણ પછી હમેશ જાણી શકે છે અને તે વખતે તે વધારે દુખી થાય છે કારણકે માઠાં કામો તેણે કરયાં છે, અથવા જાણીબુજી બીજા પાસ કરાવ્યાં છે, તે હવે તેને હૈયે ધાઇ આવે છે.

સ——ખરાં અંતકરણથી કીધેલો પસ્તાવો હાડમંદ દુન્યાંમાં કીધેલા ગુનાહને તેજ જન્મમાં ધોઇ નાંખવાને પુરતો છે, અને તે રૂહને ખોદાની મહેરબાની હેઠળ લાવી શકે છે કે ?

જ——પસતાવો કરવાથી રૂહને આગલ વધવાને મદદ મળે છે, પણ સર્વ બુરા કામ કીધાં હોય તે તો કશતી ભોગવી ધોઇ નાંખવા જોઇએ.

સ——દુનીયામાં કોઇપણ વખતે સંપુર્ણ અષોઇનું રાજ ચાલશે ?

જ——દુનીયામાં અશોઇનો ડંકો ત્યારેજ વાગશે કે જયારે ખરાબ કરતા સારા રૂહો વધારે મોટી સંખયામા જનમ લેશે, કારણકે ત્યારે તેઓ પ્યાર અને ઇનસાફનો અમલ પાછો આ દુનીયાપર પઠરાવશે, જે પ્યાર અને ઇનસાફ દરેક સારી ચીજ તેમજ દરેક સુખના મુળ જેવા છે.

## Can the dead show themselves after leaving body ?

## શું મરણ પછી રૂહ દેખાવ દે છે ?

જીવો મરણ પછી અતરે આવે છે, ચેતવણી આપે છે, તેમજ મરણની પહારી ઉપર દેખાવ દે છે તેનાં દાખલાઓ અનેક પુશતકો

માંથી મલી આવે છે; સ્વપ્ન અવસથામાં ગુજર પામેલાંઓ પોતા પાછલ મુકી ગયલા કુંટુંબ કબીલાઓ અને સ્નેહીઓને ઉંઘમાં ખબર આપી જાય છે, એ બીનાતો સરવે પ્રજામાં જાણીતી છે. પણુ જાગરૂત અવસ્થામાં પણુ એવા બનાવો બને છે જે સરવે કોઇની જાણુમાં આવતા નથી. બોયર લડાઇ વેળા એવા ઘણા દાખલાઓ છાપામાં આવ્યા હતા, જે ઉપરથી જણાતુ હતું જે જયારે પણુ કોઇ સીપાહ લડાઇનાં મેદાનમાં જે વખતે પડતો, ત્યારે જો તે પોતાના મા બાપ યા કોઇપણુ સગા સ્નેહીને ઇંગલંડમાં પોતાની હાલત વીશે વાકેફ કરવા માંગતો, તો મરણુને વખતેજ ઘર આગલ આવી બારણું અફાડી યા હાંક મારી, ઉંઘાડવા અરજ કરતો, અને તે ઉંઘાડવામાં આવે છે એમ જણાવવા માટે બારીએથી તેને આબાદ ઓલખી કાઢી જવાબ આપવામાં આવતો પણુ જયારે બારણું ઉંગાડી તેને અંદર લેવા માટે નામ દઇ પોકાર કરવામાં આવતો કે તે રૂહ ગેબ થઇ જતું. આ બાબદને લગતા થોડા દાખલા નીચે પ્રમાંણે છે:—

૧. લોર્ડ બ્રુમ જયારે યુનીવરસીતીમાં અભયાસ કરતા હતા ત્યારે એક જીયોરજ નામનાં તેવણુનાં ખાસ મીત્ર સાથે જીવની અમરગી અને ભવીશની જીંદગી વીશે હુમેશ વાદવીવાદ ચલાવતા હતા. એક દીવશે તેઓ આ બાબદ ઉપર એટલા શુર ઉપર ચઢીયા જે એક લખત સહી કરી જેબી પહેલે મરણુ પામે તે બીજાને મરણુ પછીની હાલત જેવું કાંઇ હોય તો આવીને જણુાવવાને લખતમાં બંધાયા. યુનીવરસીતીનો અભયાસ પુરો થયા પછી જીયોરજ હીંદુસ્તાનમાં સીવીલ સરવંત તરીકે ચાકરીએ નીકલયો. તે કોઇ કોઇ વખત કાગલ લખતો હતો પણુ થોડાં વરસ પછી એઓ એકમેકને તદન વીસરી ગયા; પણુ જીયોરજનું કુટુંબ એડીનબરો રહેતું હોવાથી તેઓ કોઇ કદાચ ઉપલા લોર્ડને મલતાં હતાં. આ વરસો પછી લાર્ડ બ્રુમ નોરવેની મુસાફરીએ નીકળ્યો. ત્યાં પુગી એક ધર્મશાળામાં ઉતરયો હતો અને તે દીવસ ૧૮ મી દીસેમબરનો હતો. મુસાફરીની થાકને લીધે તેમજ કકડતી થંડીને

લીધે તેને ગરમ પાણીનો બાથ લેવા ગમયો. તબમાં થોડોક વખત બાઠ લીધો અને બહાર નીકલતાં ડોકું ફરતાં જે ખુરસી ઉપર કપડા મુકયાં હતાં ત્યાં જયોરજને નચીંતેથી બેઠેલો દીઠો. લાર્ડ બ્રુમ તદન વાચા વગરનાં થઇ ગયા, અને પાછું ખુરસી તરફ જોય તેટલાં પોતાનાં મીત્ર જીયોરજનો આકાર ગુમ થયલો દીઠો. લૉર્ડ બ્રુમ કહે છે જે પોતાનાં મીત્ર માટે તેવણે જરા પણ છેલ્લાં લામબો વખત મુદલ વીચાર પણ કરયો નહતો પણ યુનીવરસીતીમાં કીધેલું લખત પોતાને તરત યાદ આવ્યું અને ધારયું જે જીયોરજ મરણ પામેલો હોવો જોઇએ. ત્યાર પછી લોર્ડ બ્રુમ એડીનબરો પાછા ફરયા, અને ત્યાં જીયોરજનાં કુંટુંબની ખબર કાઢતા હીંદુ-સ્તાનમાં જીયોરજ ૧૯ મી દીસેમબરે મરણ પામવાનાં સમાચાર મલેલા જણાયા.

૨. દશમી ફેબરવારી ૧૮૮૪ની રાત્રે ૪ લીવરપુલ લોનમાં રહેતી મીસીસ લોંગલીએ ત્રણ વખત માયજી કરી પોતાને બોલાવતાં સાંભ-લયું. પોતે જરા બેચેન હોવાથી તેણી તદન જાગરૂત હતી, અને પોતાનો વખત કાઢવા ચાંદ એક ચોકસ બારીન। કાચમાંથી પસાર થતાં કેટલો વખત લાગશે તે જોતી બેઠી હતી. માયજી બોલો સાંભલી તેણીને લાગયું જે તેણીનો એક છોકરો જે ઉપલા માલનાં ઓરડામાં સુતો હતો તે એકાએક આજારી પડી જવાથી બોલાવતો હશે. તેણી ઉપર ગઇ ને જોય છે તો છોકરો ભર ઉઘમાં સુતેલો હતો. તેણીએ ઘડીયાલમાં જોયુ તો પાછલી રાતનાં સવા ત્રણ થયા હતા. નવ દીવસ પછી તેણીને ખબર મલી જે તેણીનો સર્વથી મોટો છોકરો જે તેણીને ઘણોજ વહાલો હતો, અને જે વહાણ ઉપર નોકરી હતો તે ઉપલીજ ચાંદરની રાતે ઉપલેજ કલાકે દરીયામા પડી ડુબી ગયો હતો, અને જેવો પડયો તેવોજ ત્રણ વખતમા માં, મારી માં મને બંચાવો કરી મોટેથી બુમ પાડી હતી. આ છોકરાનો બાપ ઉપલા વહાણના કપતાનને જાતે જઇ મલી ઉપલી હકીકત લાવ્યો હતો, અને જે રાતે પેલી માંને સાદ સંભલાયો હતો તેજ રાતે અને પલે તે છોકરાને અકસમાત થયો હતો તેની ખાતરી કરી હતી.

૩. એક જુવાન અંગરેજ છોકરી એક લશકરી અમલદાર સાથ અદરઇ હતી. ત્યાર બાદ પેલો અમલદાર હીંદુસ્તાન પોતાની રીજ-મીત સાથ ગયો. આ અરસામાં પેલી છોકરી પોતાની મા સાથ યુરોપની સહેલગાહે નીકલી. તેઓ આ દરમયાન એક સાંજે ઘણી મોડેથી એક ફ્રેંન્ચ ધરમશાળા આગલ આવી પુગયાં. આ ધરમશા-ળામાં એક માળ ઉપર બે ઓરદા ન હોવાથી, માંને નીચલા માળ ઉપરનાં ઓરડામાં જગા આપવામાં આવી અને દીકરીને બીજા માળ ઉપર ઓરડો આપવામાં આવ્યો. જેવી પેલી છોકરીએ પોતાનાં બીછાને જવાની તૈયારી કરી કે સાંમેનાં ખુણામાં પોતાનાં ભવીશયના ભરથારને ઘણાજ દલગીર ચહેરાએ ઉભેલો દીઠો, તેમજ તેના જમનાં હાથ ઉપર સોકની કાલી પતી ચોટાડેલી દીઠી. તે અમલદારની આ ચાલ પેલી છોકરીને નહી ગમવાથી મોટેથી બુમ પાડી પોતાનાં ઓરડામાંથી ચાલી જવા ફરમાંવ્યું, પણ પેલો આકાર ગુપચુપ ઘણીજ નીરાશીમાં ઉભો. પાછી પેલી છોકરીએ ધમકી આપી, જે ઉપરથી ઘણીજ નાસીપાસી ભરેલા ચહેરાએ પેલો અમલદાર આસતે આસતે ઓરડામાંથી બહાર નીકલી ગયો. પેલી છોકરીએ તરત નીચલા માળ ઉપર જયાં પોતાની માતા હતી ત્યાં જઇ આ બનાવ વીશે ખબર કરી. તે માંયે પેલા આફીસરને પાછો બોલાવવા માટે ખોલી કાઢવાની ઘણી સોધ કરી પણ પતો મલયો નહી. કેટલાક અઠવાડીયાં પછી ખબર આવી જે હીંદુસ્તાનમાં લડાઇમાં તે અમલ-દાર તેજ દીવસે મારયો ગયો હતો.

૪. સર જોન શેરબ્રોક અને જનરલ વીનયાર્દ નોવાસ્કોશી-યામાં પોતાની રેજીમેન્ત સાથ રહેતા હતા. તેઓ ૧૫ મી અકતો-બરની સહવારે નવ વાગે ઓરદામાં સાથે કોફી પીવા બેઠા હતા એટલામાં શેરબ્રોકની ઓરદામાં બીજી ગમ નજર ફરતાં દરવાજા આગલ એક ફીકકા પડી ગયલા જવાનના આકાર ઉપર પડી. શેરબ્રોકે પોતા સાથ બેઠેલા ગોઠીયાઓનું પેલા આકાર ઉપર ધ્યાન ખેંચ્યું જેણે એ અરસામાં પાસેનાં ઓરડા તરફ ચાલવા માંડયું હતું જનરલ વીનયાર્દ પેલો આકાર જોઇ

તદન ફીકકો મારી ગયો અને બોલયો ઓ ખોદા, આ તો મારો ભાઇ છે. સર જોન શેરબ્રોકે ધારયું જે કાંઇ મશકેરી કરવામાં આવી હતી, તેથી ઓરડાઓમાં શોધ કરવા માંડી, પણ પેલા જવાનનો પત્તો મલયો નહી એટલામાં પેલી રેજીમેન્ટનો એક બીજો લેફ્ટ-નંટ નામે ગોર ત્યાં આવી ચઢયો અને તેનાં કહેવા ઉપરથી આ બનાવની નોંધ લેવામાં આવી. સરવે ઇંગલંડથી આવતાં કાગલો માટે ઇંતેજારીથી રાહ જોતા હતાં કેમજે વીનયાર્ડનો ભાઇ ત્યાંજ રહેતો હતો. અંતે ઇંગલંડથી એક કાગલ સર જોન શેરબ્રોકને મલયું અને તેમાં પોતાના ગોઠયાને તેના ભાઇનાં મરણની ખબર આપવા જણાવવામાં આવ્યું હતું, જે બનાવ પેલો આકાર દેખાયો હતો તેજ દીવસે અને તેજ કલાકે ઇંગલંડમાં બનયો હતો.

૫. ૧૮૫૭ ના સાલની ૧૪–૧૫ નવેમબરની મધરાતે કેપટન વીટક્રોફ્ટની બાયડી કેમબ્રીડજમાં રહેતી હતી તેણે પોતાનો ધણી જે હીંદુસ્તાનમાં હતો તેને સ્વપનામાં જોયો. તેણી તરત જાગરૂત થઇ, અને બીછાનાં ઉપરથી ઉઠતાં બીછાનાં આગલ પોતાનાં ધણીને ઉભેલો જોયો. કેપટન વીટક્રોફ્ટ પોતાનાં લશકરી લેબાસમાં હતો, તેના હાથો પોતાની છાતી ઉપર વાલેલા હતા, અને ચહેરો ઘણોજ ફીકકો પડી ગયલો હતો. કેપતનની મોટી કાલી આંખો તેનાં ધણીયાની સામે તગર તગર જોતી હતી, અને ચહેરાનો દેખાવ ઉસકેરાઇ ગયલો દીસતો હતો. તે આકાર કોઇ દુખથી વલી જઇ વાંકો વલી બોલવાની તજવીજ કરતો દીસયો પણ કાંઇ અવાજ સંભલાયો નહી. આ દેખાવ લગભગ એક મીનીતવેર ચાલુ રહી અલોપ થઇ ગયો. તે રાતે મીસીસ વીતક્રોફ્ટને આખી રાત ઉંઘ આવી નહી. બીજી સહુવારે પોતાની માતાને આ બનાવની વાત કહી, જણાવ્યું જે કેપતન લડાઇમાં મારયો ગયો હોય યાતો જખમી થયો હોય. થોડા દીવસ પછી કેપતનની બાયડીને તાર મલયો જે લકનોમાં કેપતન લડાઇમાં ૧૫ મી નવેમબરે મારયો ગયો હતો.

૬. ૧૮૭૩ નાં દીસેમબર મહીનામાં રોબર્ટ બી જે લીનકનશાય-રમાં રહેતો હતો તે સાઉથ પોર્ટમાં આવેલા પોતાને સાસરે મુલાકાતે

ગયો. જ્યારે તેણે પોતાનું લીનકનશાયરમાં આવેલું ઘર છોડયું ત્યારે પોતાનાં માતપીતા તદન સારી તંદરોસ્તીમાં હતાં. બીજે દીવસ સાઉથ પોર્ટમાં આવેલી જગયાઓ જોવામાં ગયો. સાંજે સર્વ ચેસની રમત રમવા બેઠા. રમતમાં અરધો કલાક પસાર થયો પણ મીં૦ બીનું ધ્યાન વધુવાર રમતમાં લાગયું નહી. તે બેચેન થવા લાગયો અને બોલયો જે તેને શું થાય છે તે તે સમજી શકતો ન હતો, અને રમત બંધ કરવા જણાવ્યું.

આ પછી પોતે દીવાનખાનાં તરફ ગયો. ત્યાં એક મીનીત થોભયો નહી એટલામાં એક બાઇ જાણે બહાર જવાની હોય તેમ કપડાં પહેડી સામેનાં ઓરડામાંથી મી૦ બી. પાસ થઇ ચાલી ગઇ. તે આકાર દાદર ઉપરથી નીચે ઉતરયો, અને તેટલામાંજ મીસીસ બી પોતાનાં ભરથાર આગલ દીવાનખાનામાં આવી. તેણી દાદર ઉપર ખચીતજ પેલી કપડાં પહેડી તૈયાર થયલી બાઇને મલેલી હોવીજ જોઇએ. પણ જ્યારે મી૦ બી. એ મીસીસ બીને પુછયું જે દાદર ઉપર પેલી બાઇ તમોને મળી તે કોણ હતી, ત્યારે મી૦ બી. ની અજાયેબી વચ્ચે તેણી બોલી જે દાદર ઉપર તેણીને કોઇ મલયું ન હતું, અને ઘરમાં તેણી સીવાય બાઇ માણુસ બીજું કોઇ ન હતું. બીજે દીવસે મી૦ બી નું ઘર જે લેનકેશાયરમાં હતું ત્યાથી તાર આવ્યો જે મી૦ બીની માં એકાએક હાર્ટ બંધ થવાથી મરી ગઇ હતી.

મી૦ બી કહે છે જે આ અનુભવ તેને મલયો ત્યાંવેર આવી બાબદોમાં તે જરા પણ માનતો ન હતો.

૭. એક યોર્કશાયરનો વીકાર જે ૧૯ વરસનો હતો તે ૧૮૫૮ નાં પાનખર રૂતુમાં ન્યુઝીલાંડનાં દક્ષીણ ભાગમાં મુસાફરીએ ગયો. તેણે એક ધર્મશાળા જે ઘણી ઉજડ એકાંત જગામાં આવી હતી ત્યાં ઉતારો લીધો. ત્યાં બે દીવસ રહયા પછી, એક માણુસને પોતાનાં નામ સાથ બોલાવતાં સાંભલયો. પાછું ફરી જોતાં વીકારે પેલા માણુસને પોતે જે વહાણમાં ઇંગલંડથી ન્યુઝીલાંડ ગયો હતો તેમાં નોકરીએ રહેલા તરીકે ઓલખયો. સાંજે

શંઘણીમાં પોતે પેલો સેલર, હોટેલનો ધણી અને બીજા કેટલાક માણસો તાપણા આગલ વાત કરતા બેઠા ત્યારે પેલા માંણસો બોલયાં જે તેઓમાંનો એક બીજે દીને સહવારે રાચુક તાપુ જ્યાં એક મીશનરી ખાતું હતું ત્યાં પરણવાની ક્રીયા કરાવવા જવા માંગનો હતો ત્યાં સર્વ જવાંના હતા, અને મેજબાની માટે ખોરાક, દારૂ વગેરે લીધો હતો. પેલા વીકારે કહયું જે તેને પોતાને મીશન સ્તેશન જોવા ગમતું હતું અને તેથી તેઓ સાથે તે પણ જશે. ઉપલા ઉતારૂઓએ કહયું જે સહવારે ચ ર વાગામાં જવું જોઇશે કેમજે તે વખતેજ ભરતીનાં પાણી મછવાને મલશે. એમ હોવાથી વીકાર તાપણા આગલ વધારેવાર ઠોભવાને બદલે સહવારે જલદીથી ઉઠાય કરી પોતાને બીછાને જવા નીકલયો, અને પેલા માણસોને પોતાને જગાડવા કહયું. વીકાર એક મોટા ઓરદામાં થઇ દાદર ભણી ગયો. થોડાક પગડીયાં ચઢયો નહી એટલામાં કોઇ બોલયું "એ લોક સાથ ના જતો." દાદરની ઉપર બીજું કોઇ નહતું, અને આ સાંભળી પાદરી અજબ થઇ બોલયો "કાંય નહી જાવું?" પેલો સાદ જે વીકારની છાતીમાંથી કોઇ બોલતું હોય (કાનમાં નહી) તેમ લાગતું હતું, તેણે કહયું "તારે નહીજ જવું." વીકારે પાછું કહયું જે તે વચનથી બંધઇ ગયો હતો તેથી શું કરવું? પાછો છાટીમાંથી ચેટવણીનો જવાબ મલયો જે "તારે જવું નહી અને તારા ઓરદાને તાલું મારી સુવું." આ સઘળો વખત પાદરી અજાયેબીમાં લાચાર થઇ ઉભો હતો. ત્યારબાદ પોતાનાં ઓ-રદામાં ગયો. ત્યાં તેને લાગુ જે કોઇ અનદીઠ ચીજ તેની નજદીકમાં હાજર હતી. ઓરદાને તાળું મારી વીકાર સુતો. ત્યાર પછી ઘણીજ શાંતીએ તેની ઉપર ગલબો કરયો અને ભર ઉંઘમાં પડયો.

બીજી સહવારે ત્રણ વાગે વીકારનાં ગોઠીયાઓ જગાડવા આવ્યા અને બારણાને પુશકલ અફાડયું પણ વીકાર જોકે તદન સચેત હતો તોબી બોલયો નહી. પેલાઓએ વીકારને જગાડવાની બહુ તજવીજ કરી પણ ફોકટ; વીકાર પઠારી ઉપર ચુપ પડી રહયો અને પેલા માંણસો ચાલી ગયા.

સહવારે નવ વાગે વીકાર પોતાના ઓરડાનો દરવાજો ખોલી નીચે નાસતો લેવા ગયો. ત્યાં એક લશકરી અમલદાર જે તરતનો ઉતારો લેવા આવ્યો હતો તેણે પુછયું જે પાછલી રાતે એક પારતી રાયુક તાપુ જવા નીકલી હતી તે માટે તમે કાંઇ સાંભળયું કે?" વીકારે નકારમાં જવાબ દેવાથી કરનલ બોલયો જે ઉપલી પારતીનો મછવો સખત પવનથી ઉંધો વલી ગયો હતો, અને તે તે માંહેલા સર્વ ડુબી ગયા હતા. પાદરી બોલયો જે તેઓ સાથ પોતે પણ જવાનો હતો પણ નસીબ સંજોગે બચી ગયો, પણ શા કારણસર જતાં અતકયો હતો તે કહયું નહી.

૮. મી૦ જીયોરજ રાયન જે એક સાવીલ સરવંત હતો તે કલકતામાં નોકરીએ હતો. અને તેની બાયડી લંડનમાં હતી. મી૦ રાયન વીશે કલકતાથી કાગલ આવ્યું જે જેની તબીયત થીક ન હતી. તેની બાયડી હમેશ માફક પોતાનાં ઓરડામાં દર સહવારે બંદગી કરતી હતી. દશમી જાનેવારી ૧૮૫૦ ને દીવસે હમેશ માફક જયારે તેણી બંદગીમાં મશગુલ હતી, અને પોતાનાં ધણીનાં સાજા થવા માટે ખાસ વીનંતી કરતી હતી તે વેલાએ તેણીને સાદ સંભળાયો જે "હવે તારા ધણી માટે પ્રાથનાં કરવી નહી કારણ કે તે તો અમરગીમાં ગયો છે" મીસીસ રાયન ચોંકી ઓરડાની આસપાસ જોવા લાગી જે આ બોલ્લો કોણ બોલયું હતું. પણ ઓરડામાં કોઇ જણાયું નહીં. તેણીએ તરતજ એક કાગલ ઉપર જે સંભલાયું હતું તે તેમજ તારીખ લખી સીલ કરી પોતાનાં ઘરનાં બીજાં માંણુસને રાખવા આપ્યુ. બે મહીનાં પછી કલકતેથી મીસીસ રાયનને કાગલ મલ્યુ તેમાં જણાવયું હતું જે મી૦ રાયન ૧૦ જાનેવારીએ મરણ પાંમયો હતો. તરતજ પેલું સીલ કરેલું કાગલ ઉખેડી જોયું તો તેમાંથી જે દીવસે સાદ સંભલાયો તેજ તારીખ મલી આવી.

૯. જયારે ઇંગલંડને નેધરલેંન્ડ સાથ લડાઇમાં ઉતરવું પડયું હતું તે વખતે સર રોબર્ટ એચ નાંમનો લશકરી અમલદાર

બીજા બે લશકરી ગોઠીયા સાથ એ દેશમાં રહેલો હતો. આ માંહેલા એક અમલદારને હોલેન્ડમાં લડાઇ ઉપર જવાનો હોકમ મલયો. એ પછી એક રાત્રે સર રોબર્ટ જે ભર ઉંઘમાં હતો તે જાગૃત થયો અને પોતાની અતયંત અજાયેબી વચે પેલા હોલેન્ડ ગયલા અમલદારને જયારે તે સર રોબર્ટ સાથ નેધરલેન્ડમાં રહયો હતો, અને પોતે જે બીછાનું વાપડતો હતો તેની ઉપર બેઠેલો સર રૉબર્ટે જોયો. આ અમલદારની છાતીમાં એક જખમ થયલો દીસતો હતો. આ જોઇ સર રોબર્ટે પોતા પાસ સુતેલા બીજા ગોઠીયાને જગાડયો, જેણે પણ પેલાં બીછાનાં ઉપર બેઠેલાને હોલેન્ડ ગયલા અમલદાર તરીકે ઓળખયો. આ પછી પેલા છાતીમાં જખમવાલા અમલદારે સર રોબર્ટ અને તેનાં ગોઠીયાને બોલીને જણાવ્યું જે લડાઇમાં તેજ દીવસે તે મારયો ગયો હતો, અને મરતી વખતે પોતાનાં કુટુંબની કાળજીમાં પ્રાણ છોડયો હતો. તેણે પોતાને આવી રીતે જાહેર થવાનું કારણ એ હતું જે તેનું એક વીલ જે એક ચોક્કસ સોલીસીતરનાં (જેનું નાંમ ઠેકાણું તેને જણાવ્યું) તાબામાં હતું અને જે તે સોલીસીતરે પોતાની ઓફીસની તેબલનાં ચોક્કસ ખાનામાં મુકયું હતું (જેનું ધ્યાન પણ કરવામાં આવ્યું) તે માટે જયારે સર રોબર્ટ એચ ઇંગલંડ જાય ત્યારે તેની ખબર કાઢી તેનાં કુંટુંબને પહોંચાડે; કેમજે વીલમાં ઘણી અગતની બાબદો સમાયલી હતી, અને પેલો સોલીસીતર ભરોશો મુકવા લાયક માણસ ન હતો. આમ જણાવી પેલો અમલદાર અલોપ થઇ થયો.

આ પછી લાંબે વખતે લડાઇ બંધ પડી. સર રોબર્ટ અને તેનો બીજો ગોઠયો અમલદાર ઇંગલંડ પાછા ફરયા, અને પેલા સોલીસીતર તેમજ તેનાં રહેવાની જગાની ખોલ કાઢી; અને જેમ સંદેહ બતલાવવામાં આવ્યો હતો તેમજ પેલા સોલીસીતરે પોતા પાસ વીલ હોવાનો ઇનકાર કરયો. પણ જે તેબલ ખાનાનું ધ્યાન આપવામાં આવ્યું હતું તે ખોલી જોતાં તેમાંથી વીલ મલી આવ્યું, અને તે સર રોબર્ટે પોતાનાં સ્વાધીનમાં લીધું.

૧૦. મીસીસ એસ. જેણીનો ભરથાર મરણ પામયો હતો તે મી૦ સ્તેડને મલવા આવી, અને પોતાનો ભરથાર

મરણ પામ્યો તે વખતે જે અનુભવ્યું તે મી૦ સ્તેડ આગલ વરણવ્યું. તેણી બોલી જે મી૦ એસ. દમના મરણથી પીડાતો હોવાથી તેણીએ એક રાતે કાંઇ ઝાડપાલાની દવાઇ આપી પોતે દુર જઈ બતી આગલ બેઠી. આ પછી મધરાતે મી૦ એસ. ભર ઉંઘમાં પડયો. આ જોઇ તેણી એક ખુણામાં દુર જઇ બતી તળે વાંચવા બેઠી. સહુવાર પડવા આવી તોપણ મી૦ એસ શાંત ઉંઘમાંજ પડેલો હતો. આ જોઇ મીસીસ એસે બતી બુજવી નાંખી, અને કાંઇ કામસર ઓરડામાંથી બહાર ગઇ. થોડી પળ પછી ઓરડામાં પાછી ફરી જોય છે તો મી૦ એસ બીછાનાં ઉપર ચત્તોપાત મરણતોલ હાલતમાં પડેલો હતો. તેણીએ તેને ઉઠાડવાની તજવીજ કરી, નાડ તપાસી તો લાગ્યું જે તે મરણ પામ્યો હતો. આથી મીસીસ એસને બહુ દુખ લાગુ અને તેણી ફસડઈ પડી બોલી જે જેમ્સ મને છેલ્લી સલામ પણ તેં કરી નહી. આમ બોલી તેણી ઓરડાને બીજે છેડા તરફ ગઇ પણ પાછળ ફરી મી૦ એસનાં સબ તરફ જોયું તો તેણીની અજાયબી વચ્ચે એક ઝલકાટ વાલી રોશની જે માત્ર પંદર ઇંચ જેટલી મોટી હતી તેમાંથી મી૦ એસનો આકાર પકડતો દીઠો, અને તે સબનાં મોઢાં આગલથી નીકલતો દીસયો. પોતે કંઇ ઠગાતી નહતી તે નક્કી કરવા મીસીસ એસે ઓરડાની બારીઓ ઉંગાડી નાંખી અને પાછુ ને પાછું બીછાનાં તરફ જોયું; તો તે રોશનીમાંથી મી૦ એસ બહુજ માયા ભરેલી રીતે મીસીસ એસને જોતો રહયો. મીસીસ એસે પેલા આકારને મોટેથી બોલી કહયું જે હા હું તમોનેજ જોવુંછું અને હવે મારાથી કહેવાય નહી કે તમે મને છેલ્લી સલામ કરવા વગર ગયા છો. આ બોલો તે રોશનીવાલો આકાર સમજતો દીશયો, કેમકે ઘણીજ નરમાસથી તે મીસીસ એસને નજર ફેરવી નીહાલતો હતો, અને ત્યાર બાદ આસતે આસતે અલોપ થયો, અને આખા ઘરમાં આ વાત કહેવા મીસીસ એસ ઓરડો છોડી ગઇ.

૧૧. એક બાઇ જે કોઇબી ધર્મમાં માંનતી ન હતી, તેણીની એક નાંની છોડી મરણને બીછાણે પડી હતી. તેને તપાસતી તેણી બેઠી

હતી, અને મરણુની ઘડી તદન તજદીક આવેલી દીસી. તે બાઇ નીરાશ થઇ બોલી જે જો ખોદા જેવું કોઇ હોય યા મરણ પછી આતમાં જેવુંબી કાંઇ હોય તો આ મારૂં બચ્ચું જે હમનાંજ મરણુ પાંમશે તેના આતમાંને શરીરમાંથી છુટું થતું હું જોવું. આ પછી થોડા વખતમાં પેલી છોડી એંચતાણુ કરી મરણુ પાંમી, અને તેની મા ઘાભરી બની તીકી તીકી મોઢાં આગળ જોતી બેઠી. આ અરસામાં તેણીએ પેલી છોડીના મોઢાં આગલ કાંઇ ધુમસ જેવું થતું જોયું અને તેમાંથી પેલી છોકરીનો ચલકતો આકાર પકડી સીલીંગ ઉપર ઉડી ગેપ થઇ ગયું. આથી તેણીની ખાતરી થઇ જે મરણુ પછી આતમાં જેવું કાંઇ છે.

૧૨. એક લેડી દાકટર બાઇરાંઓની મત આપવાની મંડળીમાં એક ભાશણુ કરી રહયા પછી બોલી જે મરણુ પછી આપણુ સર્વ જારી રહીયે છીએ એવી માન્યતા માનવાની હમનાં ફેશન ચાલે છે, પણુ હું તમોને ખાતરી આપુંછું જે મેં પોતે આતમાને જોયો છે; અને તેનો અનુભવ તમોને જણાવવા માગુછું. તે બાઇ દાકતરનું આવું બોલવું સાંભલી આખી સભા વીશમય પાંમી એક બીજાં તરફ જોવા લાગી. દાકટરે આગળ બોલવા માંડયું જે મારા હાથ હેઠલ ચાલતી એક સેનીતેરીયમમાં એક માંણુસ જે મને તદન અણુજાણો હતો તેને સારવાર માટે લાવવામાં આવ્યો હતો. તે સાજો થાય એવી મને આશા ન હતી, અને તે બે દીવસ રીબીને મરણુ પામયો જે વખતે હું તે બીચારાને બંચાવવાને મદદગાર નહી થઇ પડી, આવો વીચાર કરતી તેનાં મરણુની પથારી આગળ ઉભી હતી. આ માણુસ મરણુ પામયો અને હું તેનાં મરણુની ખબર બીજાઓને પહોંચાડવાનો વીચાર કરતી હતી, તે વખતે મારી આગલ કોઇ અનદીઠ ચીજ હાજર છે એમ એકાએક મને લાગું અને ઉંચું જોતાં મારી ભારી અજાએબી વચ્ચે પેલા મરણુ પામેલા માણુસના આકારને મારી આગલ પોતાનાં ચેહેરા ઉપર ચીંતા અને નવઇનાં છાપ સાથ પોતાનાં સબને નીહાલતો ઉભેલો દીઠો. મેં પણુ પેલા શાંત રીતે પડેલા સબ તરફ દોકું ફેરવ્યું, અને જ્યારે પાછું

પેલા રૂહને જોવા નજર ફેરવી તો તે આકાર અલોપ થયલો જણા-યો. પણ મેં તો પેલા મરણ પાંમેલા માણસના આતમાને બરાબર જોઇ લીધો હતો, એ હું સારી પેઠે સમજી ગઇ હતી.

આ સાંભલી પેલી સભામાંનાં એકે મશકેરી કરી પેલી લેડી દાકતરને મોટે અવાજે કહયું જે તમે સ્પીરીત્યુએલીઝમમાં માનના-રામાંના એક હશો. પેલી લેડી દાકતરે શાંતીથી જવાબ વાલયો, નહી હું સ્પીરીત્યુએલીસ્ત નથી, પણ આ મારા અનુભવે મને આજે કાંઇ નવુંજ શીખવ્યું છે.

## Conclusion.

### સેવટના બે બોલ.

હવે કેટલાંકો મરણ પછીની હાલત જેવું કાંઇ છેજ નહી એમ કહે છે, તો આજનાં સુધરેલા જમાનામાં પણ ઇંગલંડ ફ્રાન્સ, જરમની, રશીયા, ઇટલી વગેરે ખ્રીસતી દેશોમાં મઠોમાં જઇ ધર્મનો અભયાસ કરી એકાંત જીંદગી ગુજારવાનો રવૈયો હજી કાં ચાલુ હશે? માત્ર સાધારણ માણસોજ જતાં હશે એમ નથી. પોરચુગલની રાણી ઇંગલંડમાં આવેલા એકાદ મઠમાં સાદી જીંદ-ગી ગુજારે છે. રશીયાના હાલનાં શહેનશાહ બાનુનાં બહેન મોસ-કોનાં મઠમાં દાખલ થયાં છે. માંત્ર બેજ વરસ ઉપર જરમનીનાં શેહનશાહનાં પીત્રાઇ પોતાની અંગત પંદર લાખ રૂપીયાની મીલકત દેવલને સ્વાધીન કરી ત્રીસ વરસની ઉમરે ઇટલીના એક મઠમાં જોડાયાં હતા. આ સર્વ કીરતીવંત માણસોએ શા સારૂ સુખ વૈભવ છોડી એક સાધારણ સાધુ માફક રહી કષ્ટ વેઠી ખોદાનાં સ્મરણમાં રહેવાનું પસંદ કરયું હશે? શેકસપીયર પણ હેમલેટનાં પાત્રમાં કહે છે કે જો પેલી દુનયા જેવું કંઇ હોયજ નહી એમ ખાત-રીજ હોય તો લોકો શા માટે સબુરીથી આ દુનીયાની અનેક હાડ-મારી અને સંકટ વેઠે? ત્યારે તો પોતાની જીંદગીનો છેડોજ લાવી મુકવામાં સાર સમજે, પણ મરણ પછી કાંઇ છે એમ અંતકરણનો અવાજ કહેતો હોવાથીજ દુનીયાનાં લોકો પેલી અજાણી જહાનમાં શું ભોગવવું પડશે તેની જાણની ગેરહાજરીમાં અતરેજ ખમી

શોસી જીવવાનું પસંદ કરે છે. તેમજ મુવા બાદ જો આપણી હૈયાતી ઘોરમાંજ ખતમ થતી હોય તો એક માંણુસ સંકત વેઠી રાસતીથી ચાલી પોતાની જીંદગી પુરી કરે છે તો બીજો દુનીયાને શ્રાપ સમાન થઇ જીવે છે તેઓને અણુજામ શું? જો કાંઇજ નહી હોય તો ખોદા જેવી મહાન શક્તિ જેણે આ તેમજ બીજી દુનીયાં પેદા કરી સર્વને નીયમીત ચાલ આપી છે તેનામાં મોટી ખાંમી હોયલી કહેવાય. પણ તેમ હોય એ આપણી સાદી અક્કલ કબુલ કરી શકતી નથી. આપણા હીંદુસ્થાન દેશમાં મુસલમીન, હીંદુ ભાઇએ સનયાસ લે છે. ચીન અને તીબેતમાં પણ મથમાં ધર્મનાં પુસ્તકો વાંચી ઘણાંકો વખત ગાળે છે. હવે મુસલમીન અને હીંદુઓના ધર્મો ખ્રીસ્તી ધર્મથી ન્યારા છે, છતાં આ ખુદામાં ધ્યાન રોકવા મઠમાં જવાનો રવૈયો કેમ એક સરખો આમેજ થયો હશે અને આ સર્વ શું બતલાવે છે? એટલુંજ કે મરણ પછી વધારે સુખ-વાસી દુનીયામાં જવા માટે સારી જીંદગી ગુજારવાને ઇશ્વરે માંણુસને બુદ્ધી બખશી છે, જે તેને ઉસકેરે છે, અને કહે છે જે આજ દુનીયામાં વસવું છે એમ નથી, પણ બીજે કેઠે જવું છે, માટે તૈયારી કરી લેવી. તૈયારી કરવી એટલે ઘરબાર મુંકી કાંઇ સર્વ એજ જંગલમાં જવું થતો નથી, પણ દીલ સાફ રાખી સંસારની દરેક ફરજ બજાવી રાસતીથી ચાલવુ થાય છે. એટલુંજ મુકતી મેળવવા માટે પુરતું ગણાય છે.

આ લખયા પછી અતરેનાં અઠવાડીક પત્ર કયસરે હીંન્દનાં અકટોબર ૧૯૧૦ નાં અંકોમાં પારસીઓ સ્પીરીત્યુએલઝીસમમાં પડી ધ્યાન ખોઇ બેસે છે એવી ફરયાદ કરવામાં આવી છે. એમાં ઘણું વજુદ છે. ઘણા પારસીઓને આ તેમજ બીજી શક્તિએ મેળવવાનાં ફાંફાંમાં, મગજ ઉપર બોજો પડવાથી ચકરમ બની જવાનાં દાખલાએ જોવામાં આવ્યા છે. પણ તેઓ તેમજ બીજા સર્વને મી૦ નશરવાનજી બીલીમોરીયાની "મહાતમાંઓની શોધમા" નામનું ચોપાનીયું વાંચવાની ભલામણ કરી શકાશે. તેમાં સાફ ચેત-વણી આપવામાં આવી છે જે કોઇ પણ જાતની શક્તિ મેલવવાની

યા ગુરૂ મેળવવા માટે ઉતાવળ કરવાની જરૂર નથી. માત્ર અશોઇ પાળી જરથોસ્તી ધર્મમા લખાંયલાં ફરમાંનો પ્રમાણે ચીવટઇથી ચાલી લાયકાટ બતલાવ્યા પછીજ ખુદરત અનેક રીતે મદદ કરે છે. યુરોપ અને અમેરીકામાં સ્પીરીત્યુએલીઝમમાં પડતા મીડીયમો અને બીજાઓ જેઓ હુથ યોગની ક્રીયાઓ વગર સમજવે કરવા મંડી ગયા હુતા તેઓ ઇચ્છા શક્તિ ખોઇ દઇ મોટી સંખયામાં દીવાનશાળામાં પડયા છે, અને તે માટે આ બાબદથી ચેતેલા રહેવાને કેટલીક ચોપડીઓ લખઇ છે જે ઉપર વાંચનારનું ધ્યાન ખેંચવામાં આવે છે.

દસતુર મહેરજી રાણા તેમજ બીજા મોબેદોએ પોતાની પહુરેજગારી અને બંદગીનાં બળે કેવા મોજેજાઓ કરી બતલાવ્યા હુતા તેની ગવાહી તવારીખ પુરી પાડે છે. બંદગીનાં બળથી કેવી શક્તિઓ પ્રાપ્ત થાય છે તે જાણવા માંગનારાઓએ મી૰ બનાજીવાલી "બંદગીનાં બળની" ચોપડી વાંચવી. તેમાં ખુલ્લાસાવાર રીતે બનેલાં બનાંવો આપી બંદગીની શ્રેષ્ટાઇની ખાતરી કરવામાં આવી છે. વળી જુનાંગઢનાં નરસીંહુ મહેતાનાં વૃતાંત ઉપરથી જણાય છે જે સંસારમાંજ રહી પોતાનાં ખાલેસ અંતકરણ અને ભજનનાં પ્રતાપથીજ દુખની વખતે મદદ મેળવી શકતા હુતા, તેમજ મોજેજા કરી બતલાવી પોતાને વગોવનાંરાઓને મહાત કીધા હુતા. સેન્ત ફ્રાનસીસ ઝેવીયરની જીંદગીનો હેવાળ પણ અશોઇ અને બંદગીથી મળતી શક્તિની અચુક ગવાહી આપે છે. ઉપરના સર્વ નહી થીયોસોફીસ્ત હતાં કે નહી સ્પીરીત્યુએલીઝમમાં માંનનારા હુતા. માંત્ર પોતપોતાનાં ધર્મમાં રહી તેમાં દરશાવેલા કાયદાઓને માન આપી ચાલનારા હુતા. એજ પુરતું હોવું જોઇએ અને ગણાય છે પણ તેમજ.

છેલ્લે આ બાબદ લખવામાં કરતાએ પોતાનો ભંડોળ દેખાડવાનો જરા પણ મકસદ રાખયો નથી, કેમજે તેનાં પોતાનામાં આ બીકત બાબદ ઉપર મત ઉચારવા જેટલું જ્ઞાન નથી. માત્ર ઉપર લખયા પ્રમાણે સ્પીરીત્યુએલીઝમ માટે મહાન પુરૂષોથી લખાયલી ચોપડીઓનો ખોરાક ગુજરાતી વાંચકવર્ગને મળે, અને

આવી જાતનાં અનેક સાહીત્યો વાચવાનો શોખ ઉપજે એવી મકસદથીજ આ કામ હાથ ધરવામાં આવ્યું છે. તેમજ હાલ પારસીઓમાં યુરોપની ફેશન પકડી કેટલાક જવાનો જદવાદી વીચારો ધરાવી, ખુદાની હસતી અને મરણ પછીની હાલતને હસી કાઢે છે, તેઓને પણ આ મહાન નરોનાં લખાંણો કાંઇક વીચાર કરવાનો ખોરાક પુરો પાડે એવી આશા રાખવામાં આવી છે.

વળી કેટલાક ધરમીઓ ઝંદ અવસતા ભણે છે, હુમકારે સુખડ ચઢાવે છે, ઉદવાડે જાત્રે જાય છે, પણ પોતાનાં દરરોજનાં કાર્યોમાં સ્વાર્થ અને દગા ફટકાને આગળ ધરી, મતલબ તાલ જમાવી એરણની ચોરી અને સોયનું દાનનાં નીયમ પ્રમાંણે દાન કરી, પોતાની બંદગી અને દાન ઉપર મદારત બાંધી પેલી જહાંન માટે કેવીક ભલાઇનો ગંજ એકઠો કરયો હોય, તેમ મન સાથ સધયારો લઇ સ્વર્ગે જવાની આશા રાખે છે, તેઓ અંતકાળે નિરાશ ન થાય અને ઇશ્વરને ત્યાં ન્યાય કેમ તોળાય છે તે જાણી, આંખ ઉંગાડી કાંઇક વધારે અંતકરણપુર્વક રીતે ચાલવાની જરૂર જોય, એવી પણ ઉમેદ બાંધવામાં આવી છે.



નિવૃત્તિ કહે મારા નાથજી વણઝારારે; તમે મુકો ભોગ વિલાસ,
સમજ મન મારારે;

કાયા નગર છે કારમું, વણ; તે જુઠાની શી આશ, સમજ.
બંધ બાંધ્યા છે જળતણા, વણ; માંહે હાડ ને માંસ રૂધીર, સમજ.
શરીર એવું જાણવું, વણ; માટે સમરિયે શ્રી રઘુવીર, સમજ.
માત પિતા સુત સુંદરી, વણ; વળિ મિત્ર સહોદર બંધ, સમજ.
તે અંતે કો તારૂં નથી, વણ; છે જીવતાનો સંબંધ, સમજ.
ગોખ જરૂખા માળીયાં, વણ; સાત ભુમિનાં સરસ નિવાસ; સમજ.
એક દિવસ મેળી ચાલવું, વણ; શમશાને કરવો વાસ, સમજ.
માલ મતા વાસણ ઘણાં, વણ; મણી માણક મોતી અનેક, સમજ.
જમ-કિંકર ગ્રહી ચાલશે, વણ; સાથે કોડી ન આવે એક, સમજ.
કર્મ કમાય જે આપણું, વણ; તે જાય છે જીવને સાથ, સમજ.
વૈતરણીમાં બુડતાં, વણ; નકી મુકાવે શ્રી રઘુનાથ. સમજ.
એવું જાણીને જાળવો, વણ; તમે પ્રવૃત્તિ રાણીનાં ભોગ, સમજ.
નહિતો પસતાશો નાથજી, વણ; તેતો જાણજો કેવળ રોગ, સમજ.
એવું જાણીને મારા નાથજી, વણ; રખે શોકયનો કરતા સંગ, સમજ.
શીખ મારી શ્રવણે ધરો, વણ; તમે સમરોને શ્રિરંગ, સમજ.
પ્રવૃત્તિ રહેશે વેગલી, વણ; જયારે આવશે જમના દુત, સમજ.
પંડ મુકી પ્રાણી ચાલશે, વણ; ભુતમાં મળશે પંચ ભુત, સમજ.
જમરાય લેખું પુછશે, વણ; તેંતો શો કીધો વેપાર, સમજ.
તે વેળા છે ઘણી દોહલી, વણ; તમે ચેતજો કઇ ભરથાર, સમજ.
ડીણું કોઇનું નવ કીજિયે, વણ; સદા ચાલીયે સીધી ચાલ, સમજ.
ભજન દાન હમણાં કરો, વણ; પછી કોણે દીઠી છે કાલ, સમજ.

પ્રેમાનંદ.

## A FEW WELL-KNOWN WRITERS.

ON

THE VERITIES OF SPIRITUAL SCIENCE,

Professor Hare (Experimental investigation of spirit manifestation.

Robert Dale Owen (Footfalls on the Boundary of Another world.)

Sir Oliver Lodge (The Survival of Men.)

Sir Wm. Crookes (Researches in the Phenomena of Spiritualism.)

Dr. Alfred R. Wallace (Man's place in the Universe and Miracles and Modern Spiritualism.)

Dr James H. Hyslop (Science and a future life.)

W. T. Stead (3 Volumes of Borderland.)

F. W. H. Myers (Survival of Human Personality.)

Revd. W. Stainton Moses (M. A., Oxon.) (Spirits Teaching.)

Revd. C. L. Tweedale F. R. A. S. (Man's Survival after death.)

C. Katherine Bates (Seen and Unseen.)

Allan Kardec (The Book of Spirits)

Sir William E. Cooper C. I. E. (Here and Hereafter.)

Camille Flammarion (The Unknown.)

Catharine-Crowe (Night side of nature.)

E. Gurney (Phantasms of the living.)

C. G. Lee (Supernatural glimpses.)

C. G. Lee (World Unseen.)